# સીતા હરણ

કર્તાઃ—મણિલાલ છબારામ ભટ્ટ.



સોલ એજન્ટઃ—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

અમદાવાદ.

# સીતા હરણ

## નાટક.



કર્ત્તાઃ—મણિલાલ છબારામ ભટ્ટ

રાયપુર પંડિતજીની પોળ—અમદાવાદ.



પ્રકાશક.

**હરીભાઇ દલપતરામ પટેલ**

શાહપુર—અમદાવાદ.



સોલ એજન્ટઃ-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર**

૩૦૩૫. પાનકોર નાકા—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.

સંવત્ ૧૯૮૭. સને ૧૯૩૧.



કીંમત રૂ. ૦-૧૨-૦

# અર્પણપત્રિકા.

સ્વર્ગસ્થ ગૃહિણી,

## સુન્દરી.

હસતી સુખ દુઃખમાં રહી,
ઘરનો ભાર વહી રળી રતિ,
રતિ તે વળતી કરું, કૃતિ-
અરપી આ તુજ નામને સતિ !

મણિલાલ છબારામ ભટ્ટ.

# નિવેદન



ઇસ્વીસનના ઓગણીસમા સૈકાની છેલ્લી પચ્ચીસીમાં, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યમાંથી ભાષાન્તરો અને અનુકરણો કરી ગુજરાતી સાહિત્યમાં વધારો કરવા તરફ લેખકો ઉત્તેજાયા હતા. એ અરસામાં એટલે સન ૧૮૮૯–૯૦,માં આ ' સીતા હરણ ' નાટક લખાયું હતું. ' બુદ્ધિ પ્રકાશ 'માં છપાવા માટે તે ગુજરાત વર્નાકયુલર સોસાઇટીમાં મોકલવામાં આવ્યું હતું; પરંતુ રામને ઈશ્વર રૂપે ગણવામાં આવ્યા છે કે કેમ, એવો પ્રશ્ન થવાથી થોડો વખત પડી રહ્યું હતું. કેટલાક વખત પછી કમિટીએ તેને લેવાનું મંજુર કર્યાથી પહેલેથી ચારેક અંક તેમાં છપાયા. તે પછી દસ બાર વર્ષે પાંચમો અંક ' સમાલોચક 'માં છપાયો. પાછલા બે–છઠ્ઠો અને સાતમો અંક ખોવાઇ ગયા હતા તે હાલ પુસ્તક રૂપે છપાવતાં યાદદાસ્ત ઉપર રહેલી થોડીક કવિતાઓ સિવાય નવાજ છે. ચાળીસ બેતાળીસ વર્ષને લાંબે ગાળે આ નાટકને સાહિત્ય મહાસાગરમાં ઉતરવાનો સમય આવ્યો, તે પ્રસિદ્ધકર્તાના ઉત્સાહનો પરિણામ છે. મને ઉત્સાહ નહોતો, કેમ નહોતો, તે થોડાક શબ્દોમાં જણાવું.

પૂર્વે વિદ્વાનો સંસ્કૃતમાં લખતા, અને નાટકો વગેરે લખવાની જે પ્રાટી તેમાં હતી તેને અનુસરતા. પ્રાકૃતમાં લખાવા માંડયું ત્યારે પણ સંસ્કૃત પ્રાટીએજ લખાયું. પ્રાકૃતની જગા પ્રાંત પ્રાંતની લોક ભાષાઓએ લીધી ત્યાંથી પ્રાટી બદલાઇ. વાર્તાઓ, કાવ્યો અને નાટકો–નવી રીતે લખવા માંડયાં. પ્રાંત પ્રાંતની લોક ભાષામાં જવલ્લેજ નાટકો લખાયેલાં હશે. વાર્તાઓ ચંપુના ધોરણ પર–એટલે થોડું ગદ્ય ને અંદર અંદર દુહા–પદ્ય એવે રૂપે લખાતી. કાવ્યો ને ખંડકાવ્યો રાસા, પવાડા, પિંગળથી અતિરિક્ત પ્રાંત પ્રાંતમાં ચાલતી ગ રાગ-

ણીઓમાં લખાવા માંડયાં અને નાટકો-જે ભવાઇમાં ફેરવાઇ ગયાં હતાં તે, સાંસારિક રીતરિવાજો અને નીતિરીતિના સુધારા વગેરે દર્શક ચટકદાર ભાષા અને લોકોને મોઢે ચડી જાય એવા દોહરા સોરઠામાં રંગભૂમિને ઠેકાણે-ભાગોળે કે ચોકઠામાં હાહાહીહીમાં ભજવાવા માંડયાં. સંસ્કૃત નાટકોમાં બે ભાગ છે. જેમાંનાં શ્રાવ્ય નાટકનો અસ્ત થઇ ગયો ને દૃશ્ય આવા રૂપમાં રહ્યું. આ સ્થિતિ છેક અત્યાર સુધી ચાલી, અર્થાત્-હાલ ચાલતા કેળવણીના પુનરુદય લગી ચાલી. એની જગા નવીન ઢ્રાટીએ લીધી છે. નાટક લખવાની આ ઢ્રાટી, કંઇક સંસ્કૃતમાંથી, કંઇક મરાઠી-બંગાળીમાંથી અને કંઇક અંગ્રેજી નાટકોમાંથી લેવાઇ છે. ભજવાતાં નાટકોમાં અંક ત્રણ અને પ્રવેશો ઘણા આવે છે, જયારે સંસ્કૃત ઢ્રાટીનાં નાટકો ઓછામાં ઓછા પાંચ અને વધારેમાં વધારે દશ અંકમાં લખાયેલાં છે. અંકમાં શું આવવાનું છે પ્રસ્તાવ કે વિષ્કંભ કર્યા પછી આખોય અંક સંભળાવાય કે દેખાડાય એવી રીતે લખાય છે. ગુજરાતીમાં પ્રવેશોવાળાં અને ભજવાય એવાં નાટકો પારસીઓ અને હિંદુઓએ રંગભૂમિ ઉપર ભજવવા માંડયાં, એ અરસામાં નવી રીતે સંસ્કૃત અંગ્રેજીના સારા અભ્યાસવાળા ગ્રેજ્યુએટો બહાર પડયા અને તેમણે ગુજરાતને સંસ્કૃત નાટકોનાં ભાષાન્તર કરી શ્રાવ્ય નાટકોનો રસ લગાડયો. એજ અરસામાં ભાષાન્તર કરતાં સંસ્કૃતની રીતિ-વૃત્તિએ કવિતા અને નાટક લખવાનો મેં યત્ન કર્યો. વિદ્વાનો અને રસિકોને તે ઠીક લાગ્યો. સીતા હરણ કકડે કકડે 'બુદ્ધિપ્રકાશ'માં આપ્યું. 'ભારતી ભૂષણ'માં એજ પદ્ધતિનું નાટક લખવાનું સદ્ગત-રસિક કવિ ભાઈ બાળાશંકર ઉલ્લાસરામે જણાવ્યું તેથી 'મૃગાવતી'ના ત્રણેક અંક તેમાં પણ લખ્યા. તે પછી કવિતા અને નાટક વગેરેનું લેખન જુદીજ રીતે જવા માંડયું અને સંસ્કૃત-અરે સંકૃત કાવ્ય, નાટક, રાગ રાગણી કે વસ્તુ સંકલના સૌ બદલાઇ ગયું. ફેરવાયેલા સાહિત્ય વાતાવરણમાં મને 'સીતાહરણ' છપાવવાનો ઉત્સાહ રહ્યો નહિ.

પ્રસિદ્ધ કર્તાના ઉત્સાહમાં મારો ઉત્સાહ મેળવીને હાલ જણાવીશ કે, આ નાટક સંસ્કૃત નાટકોની પદ્ધતિને ગુજરાતીમાં ઉતારવા માટે પૂર્ણ ઉત્સાહથીજ લખાયું હતું. કવિતાઓમાં જો કે સંસ્કૃત શબ્દો ઘણા છે તો પણ રચના એવી સરળ છે કે વાચકને શબ્દાર્થ જાણતાં વાંત-સમજાય. હાલ કવિતામાં છંદ કે વૃત્તનું નામ આપવામાં આવતું નથી; પણ મેં મારી બધી કવિતાનાં નામ આપ્યાં છે. વસ્તુ રામાયણમાંથી લીધી છે કે જે આબાળવૃદ્ધ સર્વેને ગમે છે. રામનું અને તેમના કુટુંબનું આખુયે જીવન અનેક સામાજિક ધર્મથી ઉન્નત ચીતરવામાં આવેલું છે. રામાયણમાંથી ખંડ વસ્તુ લઇને ઘણા પ્રાચીન અર્વાચીન કવિઓએ નાટકો અને કાવ્યો લખેલાં છે તેમ છતાં તેનો રસ-ભાવ ઓછો થયો નથી અને થવાનો પણ નથી. આવી લોકને પ્રિય અને ખ્યાત વસ્તુનું આ ગુજરતી નાટક જો કે હાલની રંગભૂમિ ઉપર ભજવાય તેવું તો નથી, પરંતુ વાંચનારને તો તેનો રસિક આત્મા રંજન થાય એવું છે, એટલે સર્વેને પસંદ પડતું થઇ પડયા વગર રહેશે નહિ. આમાં એક્કે એવો પ્રસંગ નથી કે જે વાચતાં કોઇને અચકાવું પડે. રામચરિત્રની એ એક ઉત્તમોત્તમ વિશિષ્ઠતા છે તે આમાં પણ જોઇને તેવીજ રાખી છે.

વાચકોને તેમજ અભ્યાસ કરનારાઓને આમાંથી ઘણું શીખવાનું અને જાણવાનું મળે તેમ છે, છતાં લોક અને વિદ્વાનો આની જે કિમ્મત આંકે તે ખરી.

અધિક આષાઢ, સંવત ૧૯૮૭
જુન સન ૧૯૩૧

લિ.
મણિલાલ છબારામ ભટ્ટ.

# શુદ્ધિપત્ર.



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨ | દૂષણની | દૂષરની |
| ૮ | ૧ | —— | રામ—એમ કેઃ— |
| ૧૦ | ૧૧ | પિશંતવર્ણી | પિશંગવર્ણી |
| ૧૬ | ૧૭ | ખરદૂષરના | ખરદૂષર કંઇ |
| ૧૬ | ૧૮ | લેવું ન જોઇ | લેવું જોઇએ |
| ૨૧ | ૯ | સમજ | સમર |
| ૨૭ | ૨૦ | તપ્પા | તપ્યા |
| ૩૨ | ૭ | છે | છો. |
| ૩૫ | ૪ | ધરાત્માના | ધરાત્મજા |
| ૩૬ | ૧૩ | લોકત્રણ | લોકત્રય |
| ૩૧ | ૫–૬ | પૌરુષ્ય | પૌરુષ |
| ૩૮ | ૬ | સુમેરુ | સુમેરુ |
| ૩૯ | ૩૩ | રાવણ | નારદ— |
| ૪૦ | ૭ | કિષ્કંધા | કિષ્કિંધા |
| ૪૨ | ૨૨ | વરચેલી | વરયેલી |
| ૪૪ | ૧૧ | (ખાલી છે ત્યાં) | લક્ષ્મણ-(ઉપજાતિ) |
| ૪૫ | ૯ | સમસ્ક | સમવયસ્કચેષ્ઠિત |
| ૫૧ | ૧૯ | મૃગગર્મ | મૃગચર્મ |
| ૫૮ | ૩ | ઋમા | સ્મા |
| ૫૮ | ૩ | નથી | નથી |
| ૬૩ | ૧૫ | અડાં | આડાં |
| ૬૭ | ૧૩ | લેશે×ચિંતા | લેશે નચિંતા કરો |
| ૬૭ | ૨૦ | (સ્વાગૂત) | (સ્વાગત) |
| ૭૯ | ૮ | એની | એથી |
| ૮૦ | ૨૩ | જાઆ | જાઓ |

૧૫૮૧૭

# સીતાહરણ

## નાટક.

### અંક ૧ લો.

**સ્રગ્ધરા.**

જેને બ્રહ્માદિ વન્દે, સુરગણ મનુજો, યક્ષ ને રાક્ષસાદે,
શોધે છે સિદ્ધ જેને, વશ કરી સઘળી, ઇન્દ્રિયો યોગમાર્ગે;
જેને પામે ન મોટા, મુનિ તપ તપતાં, તે પરબ્રહ્મ પોતે,
આપો આનંદ આજે, પરિષદ જનને, રામરૂપે અમોને. ૧

( નાન્દીને અંતે સૂત્રધાર પ્રવેશ કરે છે. )

સૂત્રધાર—સભાગૃહ ભરાઇ ગયું છે, અને વિલંબનું પ્રયોજન જણાતું નથી. લાવ ત્યારે પારિપાર્શ્વિકને બોલાવું ?

( પડદાને મુખ દઇ ) પારિપાર્શ્વિક ! અહિં આવો.

પારિપા—( રંગભૂમિ પર આવી ) કેમ આર્ય ! શી આજ્ઞા છે ?

સૂત્રધાર—સ્નેહીઓની ઇચ્છા છે કે ' સીતાહરણ ' ભજવો.

પારિપા—બહુ પરિચયવાળી વસ્તુ-( તેને અર્ધેથી અટકાવી. )

સૂત્રધાર—ભરતમુનિની ખ્યાતવસ્તુ તે પરિચયવાળી હોયજને. પરિચયવાળી વસ્તુમાંજ વાણીવિલાસ વધારે રસ ઉપજાવે છે. રામાયણ તો અખૂટ રસનો કુંપો છે. સંસ્કૃત તેમજ પ્રાકૃતમાં, દેશમાં તેમજ વિદેશમાં તેનાં અનેક ગદ્ય પદ્ય ને નાટકો થયાં છે, તોપણ, એના અમૃતાસ્વાદથી લોક તૃપ્ત થયા નથી. વસ્તુ એવી છે કે, જેમાં જેવો રસ પુરવો હોય તેવો પુરાય; અને વળી લોકને તે આહ્લાદકજ નીવડે. સંસ્કૃત નાટકોની રીતે લખાયેલું આ તો વળી સ્વતંત્ર ગુજરાતી નાટક છે. ભલે ગુજરાતના રસિકો તેનો રસ લે.

પારિપા—જેવી આર્યોની ઇચ્છા અને આપની આજ્ઞા. ( જરા ચાલ્યા પછી પાછો ફરીને ) પણ આર્ય! એમાં પંચવટી દેવતાનો વેષ તો આપનો છે.

સૂત્રધાર—હા. હું એ વેષ લઇશ, દરમિયાન ગોદાવરી સ્નાન કરવા જતાં તાપસીના વેષની તમે ગોઠવણ કરાવો.

પારિપા—બીજું કંઇ! ( યાદ આપવાનું કરતો હોય તેમ કરી ઉભો રહે છે. )

સૂત્રધાર—હાં, સમજ્યો. ગાનતાનના બાહ્યાચારનું કંઈ પ્રયોજન નથી. સુજ્ઞ જનો પ્રતિ શિષ્ટાચારજ બસ છે.

પારિપા—આપની મરજી. ( જાય છે. )

સૂત્રધાર—( સભા સામું જોઇ )

ગીતિ.

હંસગુણે સજ્જન જન! વિરલ છતાં ગુણ ગ્રહી હૃદય ધરજો;
દોષતણા દરિયામાં, હું પામરનાં સ્ખલન ક્ષમા કરજો. ૨

( સભાજનોને પુષ્પથી વધાવી જાય છે. )

( પછી વનદેવતા પ્રવેશ કરે છે. )

વનદેવતા—ચાલ, ધીરે ધીરે ગોદાવરીસ્નાન કરી આવું. ખર દૂષણની જુલમી સત્તા હોવા છતાં બધું શાન્ત છે, એ કોનું સદ્ભાગ્ય!

( આગળ વધે છે. )

તાપસી—( સામેથી પ્રવેશ કરતી, નમન કરીને ) નમસ્તે,

પુષ્પિતાગ્રા.

ભગવતિ! વનદેવતા તમારાં,
સફળ થયાં વ્રત પૂર્વનાં કરેલાં;

વનદેવતા—( હસીને ) કેમ વારૂ?

તાપસી—એમ કે–

રઘુકુળમણિ રામભદ્ર કેરાં,
પુનિત થયે પગલાં પ્રતાપવંતાં. ૩

વનદેવતા—હા. જીવાત્મા અને પરમાત્મા વચ્ચે પ્રવર્તતી માયા જેવાં, કુમાર લક્ષ્મણ અને રામચંદ્ર વચ્ચે ચાલતાં હેવી જનક કિશોરી સાથે એ ઐક્ષ્વાકુ રાજા અહિં પધારવાથી અલબત, અમારાં પુણ્ય ફળ્યાં કહેવાય. પંચવટી એમને પગલે પાવન થઇ.

તાપસી—આ મુવા રાક્ષસો એમને ઉપદ્રવ ન કરે ત્યારે તો?

વનદેવતા—એમને ઉપદ્રવ શો ? એ તો વનમાંએ આનંદ કરે છે. દેવી વૈદેહીને જરાયે વનવાસ જેવું લાગવા દેતા નથી.

તાપસી—અમે જોઇએ છીએ, કે દેવીને મનરમાડો કરાવવાને બેઉ ભાઇઓ ઘણી વાર તેમને લઈ ગોદાવરીના તીર ઉપર ફરવા નીકળે છે. વળી સુમિત્રાના પુત્ર સાથે આર્યાએ બહુ શ્રમ લઇને પર્ણકુટીના આંગણામાં મજેનો બાગ પણ બનાવ્યો છે.

વનદેવતા—અરે-દેવી તો વળી માતાના જેવા વાત્સલ્યે હરિણો, કલભો, અને પંખીઓનાં નાનાં નાનાં બચ્ચાંને પાળી તેમની સંભાવના કરે છે.

તાપસી—તેની સાથે દેવીએ તો વળી સારાં સારાં વૃક્ષોને ઉછેરવા માંડયાં છે. જેમ રામચંદ્રજી અને લક્ષ્મણ દેવીને મનરમાડો કરાવે છે; તેમ દેવીએ એમને વિનોદ કરાવરાવે છે; અને અમે તો એમની લીલાઓ જોઈ જોઇને તમને ધન્યવાદ દઇએ છીએ.

વનદેવતા—મનુષ્યને બોધ આપવા માટેજ એમની લીલાઓ છેને.

તાપસી—ભગવતિ ! શું વર્ણવીએ, ખરેખરઃ-

શાર્દૂલવિક્રીડિત.

સાંજે બાળ કુરંગ ને કલભને, મોટા થયા મોરને,
સાથે લૈ વનમાં વિહાર કરતાં, ગોદાવરીને તટે;
વૈદેહી નચવે મયૂર ખીલતાં, નીપાર્જુનો ઉપરે,
તે જોતાં વનદેવતા ! તમતણાં, સૌ ધન્ય દે પુણ્યને. ૪

વનદેવતા—મારાં પુણ્ય તો ત્યારે ધન્ય કહેવાય, કે, જ્યારે આવા ને આવા આનંદે તેઓ અયોધ્યા પાછાં જાય.

તાપસી—રાક્ષસોથી આમને શું થવાનું છે. આ તે કંઇ જે તે છે ?

### શાર્દૂલવિક્રીડિત.

જેણે શૈશવમાં સ્વબાહુબળથી, યજ્ઞોની રક્ષા કરી,
ભાગી ચાપ કઠોર શંકરતણું, રાખી વટ ક્ષાત્રની;
ઉતાર્યો મદ રેણુકા સુતતણો, ચૈતન્ય પાછું હરી,
તે શું રાઘવચંદ્ર દૈત્યકુળથી, પીડયો જશે કેસરી? ૫

વનદેવતા—એ તો અતુલ બળવાળા છે, પણ દૈવયોગ એવા બની આવે છે કે ઝગડા ઉભા થાય.

તાપસી—એવો બનાવ બન્યો છે શું?

વનદેવતા—ફળમૂળ શોધતા સૌમિત્રિને હાથે રાવણનો ભાણેજ માર્યો ગયો, એટલે પેલી સૂર્પણખા છળ ઉદ્યોગ કરતી સંભળાય છે.

તાપસી—છળ કરવા જતાં તાડકાની દશાએ પહોંચશે, બીજું શું? ભગવતિ! મને દૂરથી દર્શનની ઇચ્છા છે, તો કહો કે અત્યારે એ કયાં હશે?

વનદેવતા—એમના બાગ આગળ થઇને નીકળજો, દર્શન થશે. હુંએ હવે ગોદાવરી સ્નાન કરવા જાઉં છું.

તાપસી—પધારો, હુંએ આ ચાલી.

(બન્ને જુદે જુદે માર્ગે જાય છે.)

( પર્ણકુટીની ઓસરીના હિંદોળા પર બેઠેલાં દંપતી ને લક્ષ્મણ )

સીતા—વનવાસનો અનુભવ તો આર્યપુત્ર! અહિંજ થાય છે.

રામ—લક્ષ્મણ અને હું તમને વનવાસ જેવું લાગે નહિ, એમ કર્યા કરીએ છીએ, તોય તમને લાગે છે?

સીતા—માણસનો સહવાસ ઓછોને આર્યપુત્ર!

લક્ષ્મણ—ઋષિપત્નીઓ ને વાસંતી વગેરે તો તમને મળે છે!

સીતા—મળે છે, આવે છે, પણ બી'તાં બી'તાંને. ચિત્રકૂટ જેવું કંઇ અહિં છે?

લક્ષ્મણ—ત્યાં તો બધું અયોધ્યા આવ્યું હતું. આર્યે પિતાજીનું શ્રાદ્ધ સાર્યું, સર્વે જનને સમજાવ્યાં, અને કુમાર ભરતને તથા બંધુજનને પાછાં વાળ્યાં. એ કયાં વન હતું?

સીતા—આર્યપુત્ર! અહિં આવ્યા પછી તમને એ બધું નથી સાંભરતું?

રામ—દેવિ! હું શું શું સંભારું?

શાર્દૂલવિક્રીડિત.

મૂર્છામાં મુકી તાતને જળ ભરી, આંખે મુકી માવડી,
રોતી રૈયતને મુકી નિકળિયાં સ્નેહી સગાંને તજી;
એવામાં વળી 'રામ રામ' કરતા, તાતે તજ્યા પ્રાણ તે,
વાગ્યું વજ્ર સમાન વેણ હૃદયે, સંતપ્ત શોકાનલે;

દુઃખેદુઃખ દબાવિયું હઠથી કે, રોશે હલેતાં રડચે,
માતાને સમજાવી શાન્ત કરિયાં, તે ચિત્રકૂટાશ્રમે;
પાછાં ત્યાંથી વળ્યાં બધાં ગુરુજનો, આંસુ ભરી આંખમાં,
હૈયું હાથ રહે ન આજ ફરી તે, વૃત્તાંત સંભારતાં. ૭

લક્ષ્મણુ–જીવ દુખાય એવાં વૃત્તાંત શું સંભારતાં હશો ભાભિ!

સીતા—આર્યપુત્ર! સહેજસાજ વાતમાં આમ શું કરોછો? ચિત્રકૂટથી આપણે પછી કયાં આવ્યાં?

રામ—સુતીક્ષ્ણના આશ્રમમાં.

લક્ષ્મણ–એવા રમ્યાશ્રમો યાદ કરો.

સીતા—ઋષિ આશ્રમોની રમણીયતા તો હરહમેશ મારી આંખો સામે રમ્યાજ કરે છે. ( રામને ખભે હાથ દઈ) આર્યપુત્ર! એ કેવાં રમણીય સ્થાનો! ઓહો–

શાર્દૂલવિક્રીડિત.

દોડે આમ કુરંગ વત્સ રમતાં, જ્યાં આંગણામાં રુડા,
નાના હંસ સરોવરે સરસરે, નાચે મયૂરો ઘણા;
આપે આદરમાન આશ્રમતણાં, વૃક્ષો નમી પુષ્પથી,
વ્હાએ શીત સમીર ચંદનતણી, મીઠી સુગંધિ ગ્રહી. ૮

રામ—પંચવટી તમને રમણીય નથી લાગતી?

સીતા—( ખભે હાથ ઠોકી ) લાગે છે, બહુ રમણીય લાગે છે, આર્ય પુત્ર! અહિં વળી આપણે સ્વચ્છંદે હરીએ ફરીએ છીએ, તે મને તો બહુ ગમે છે, આર્યપુત્ર.

રામ—આ પણ દંડકારણ્યનોજ એક ભાગ છે, ને જેવો રમણીય છે, તેવોજ ભયંકર પણ છે.

સીતા—( ગંભીર વચને ) કેમ વારૂ?

અનુષ્ટુપ.

કામરૂપ મહા ઘોર, મનુષ્ય માંસ ભક્ષક;
દાનવો અહિંયાં દેવિ ! રહે છે ખર દૂષર. ૯

સીતા—( સંભારીને ) આર્યપુત્ર ! કાલે કુમાર લક્ષ્મણ શું કહેતા હતા ? એ પુછવાનું તો હું ભુલીજ ગઈ હતી.

( લક્ષ્મણ બહાર જાય છે. )

રામ—ફળમૂળ લેતાં ઉતારતાં અજાણે એનાથી રાવણનો ભાણેજ માર્યો ગયો તે.

સીતા—ત્યારે હવે શું થશે. ? એમને ફળમૂળ લેવા ના મોકલતા, હો આર્યપુત્ર !

રામ—બીએ છે કેમ ? એ કંઇ જાય તેવો છે ?

અનુષ્ટુપ.

સમર્થ કરવાને છે, નિર્વંશ દનુવંશને;
દિયેર એકલો તારો તો ભીરુ ! ભય શે ધરે ? ૧૦

સીતા—રઘુકુળનું બાળ, એમાં શું ન સંભવે ?

રામ—દેવિ ! તમારું ઉપવન તો સારું થયું.

સીતા—આપે કંઈ ઓછો શ્રમ લીધો છે ?

રામ—અમે શો શ્રમ લીધો છે ? પણ તમે તોઃ-

વંશસ્થ.

અહી ઘડો રક્ત થતી કરાંગુલી,
શ્રમાકુલા તો પણ માતૃભાવથી;
ઉછેરિયાં પાદપ સૌ મહાશ્રમે,
દિને દિને વારિ સિંચી સિંચી તમે. ૧૧

સીતા—મેં શ્રમ લીધો તોય તમેજને. ( હસે છે. )

રામ—હાસ્તો. વારૂ, આટલાં બધાં પુષ્પને શું કરશો ?

સીતા—સેવામાં લઇશ, બીજાનાં કુમાર લક્ષ્મણ માટે હાર ગુંથીશ; અને વધશે તો આપણે-( લજ્જાથી અટકે છે. )

રામ—આપણે વાપરીશું એમને ?

સીતા—એની મેળેસ્તો. ( હસે છે. )

રામ—દેવિ ! વનમાંએ તમે તો ખૂબ ગમ્મત કરાવો છો હો.

સીતા—વનમાં આવી છું શા માટે ? આર્યપુત્રને આનંદ અને ગમ્મત આપવાને કાજેને.

રામ—શાન્તા બહેને તો તે દિવસે તમને એને આશ્રમે લઇ જવાનું કહ્યુંજ હતું તો.

સીતા—પણ તમારા વગરને. હાલ વિવાસનમાં કંઇ જવાય ?

રામ—કોશલ દેશનાં મહારાણી થયા પછી મોટા વૈભવે જજો.

સીતા—કોશલ મહારાણી કરતાં તો કોશલાધીશની ભોજાઇ કહેવાવું મને વધારે ગમે, આર્યપુત્ર.

રામ—એ તો તમારો વિવેક.

સીતા—( બાગ સામું જોઇ )આર્યપુત્ર ! જુઓ, જુઓ તો ખરા, પેલું કોઈ અહિં આવે છે ?

રામ—ક્યાં ?

સીતા—જુઓને પેલા કદલીવનના માર્ગમાં. ( એટલામાં શૂર્પણખા. )

શૂર્પણખા—( હિંદોળા સામે આવીને ઉભીરહેતાં ) આર્ય ! હું દશકંધરની ભગિની વરકામા શૂર્પણખા આપને અભિવંદન કરૂંછું.

રામ—( માથુ ધુણાવી ) હાં. કેમ ?

શૂર્પણખા–( જાણે લજાતી હોય તેમ ) હું કુમારિકા છું. આજ સુધી અનુરૂપ ભર્તા શોધતી હતી, તે આજે આપ મળ્યા. ( નીચું જોઈ હસતી )

ગીતિ.

ઇન્દ્રનીલમણિ જેવું, શરીર ને વળી વદનકમળ વારું;
જોતાં રૂપ તમારું, મોહી રહ્યું છે સકામ મન મારું. ૧૨

રામ—( હસીને ) મારે તો આ છે.

શૂર્પણખા–( સીતા સામું જોઇ, સ્વગત ) આ તો અલૌકિક મૂર્તિ છે. ( જાહેર ) ઓહો !

ગીતિ.

કેવળ પિશંતવર્ણી, લઘુ શિથિલ વળી સુકા શરીરવાળી;
આ સ્ત્રીના કરતાં તો, હું છું રૂપમાં વિશેષ રૂપાળી. ૧૩

રામ—( હસીને ) એ તો ખરું, પણ હું એક પત્નીવ્રતવાળો છું. તમે વરકામાજ હો, તો આ જોડેની મઢુલી તરફ જાઓ.

સીતા—( સ્વગત ) આર્યપુત્ર ખરા છે, હો.

( શૂર્પણખા પાસેની મઢુલી તરફ )

શૂર્પણખા–( લક્ષ્મણને ) આર્ય ! તમે મને પત્ની તરીકે સ્વીકારશો ?

લક્ષ્મણ—હું વડીલનો સેવક છું. મને વરીને દાસી શીદ થાઓ:–

ઉપજાતિ.

રાજા મુકી રાઘવરાય જેવા,
સ્વીકાર ના સુંદરિ ! તુચ્છ સેવા;
ગ્રહી ગુણી રાઘવચંદ્રપાણિ,
જા સુભ્રુ ! થા કોશલરાજ રાણી. ૧૪

( છણકો કરી રામ તરફ ફરે છે, ને લક્ષ્મણ તેની પાછળ છે. )

શૂર્પણખા—એ તો ના પાડે છે.

લક્ષ્મણ–( સ્વગત ) રૂપ લઈ આવેલી રાક્ષસી છે, અને ખરેખરઃ-

અનુષ્ટુપ.

મોહિની રૂપ ધારીને, આર્યને છળવા અહા !
પ્રેરી આ કાળની નક્કી, આવી છે મૃત્યુ માગવા. ૧૫

રામ—ત્યારે નિરુપાય. બીજો કંઇ તજવીજ કરો.

શૂર્પણખા–( સીતા સામું જોઇ, તથા રૂપ પલટી ) આ મારા સુખમાં આડે આવે છે: લાવ આને ખાઇ જાઉં. ( ધસે છે )

રામ—લક્ષ્મણ ! શું જુએ છે ? ( લક્ષ્મણ ધનુષથી તેને બહાર હડસેલી જઈ, વિરૂપ કરે છે. )

સીતા—હાય હાય ! આર્યપુત્ર ! આ તો બહુ ભયંકર દેખું ! !

લક્ષ્મણ–( પાછો ફરી-હસતાં હસતાં )

રથોદ્ધતા.

કાપતાં શ્રવણ નાસિકા મહા,
ઘોર ઘોષ કરતી સુદારુણા;
નાકથી ગળતું રક્ત ચાટતી,
દક્ષિણે ગઇ અહિંથી રાક્ષસી. ૧૬

રામ—લક્ષ્મણ ! તું અને તારી ભાભી મઢુલીમાં જઇ બેસો.

સીતા—આર્યપુત્ર ! શું એ વહાર લઇ લઢવા આવશે ?

રામ—વખતે આવે.

લક્ષ્મણ—આર્યા ! ચાલો અંદર.

સીતા—( અંદર જતાં જતાં ) ભગવતિ કુળદેવતા ! આર્યપુત્રને વિજય

અપાવજો. ( બન્ને અંદર જાય છે )

રામ—( સ્વગત. )

ગીતિ.

વામ નયન ફરકંતું, સૂચવે છે આ અનિષ્ટ આદેશ;
થયું પગરણ જે આજે, ક્લેશતણું તે ખચીત છે બીજ. ૧૭

મારે માટે દેવાદિનું જે કાર્ય છે, તે થશે; કેમકે–

શાર્દૂલવિક્રીડિત.

દેવો મુક્ત થશે બલિગ્રહણથી, વૃષ્ટિ થશે ભૂપરે,
વાંછાઓ ફળશે મુનિજનતણી, નિર્વિઘ્ન રે'તાં સુખે;
મુક્તા સ્વસ્તિક ઘેર ઘેર સઘળી, દેવાંગના પૂરશે,
પૃથ્વીનો પણ ભાર સૌ ઉતરશે, આ પાપિયોના ક્ષયે. ૧૮
( નેપથ્યમાં ક્રોધપૂર્ણ ઘરઘર અવાજો. )

ખર—( શૂર્પણખાને )

મૃદંગ છંદ.

ત્રૈલોક્યરાજ દશકંધર વિક્રમોતણો,
અજ્ઞાત ઇન્દ્રજિતના જ્વલિત પ્રકોપનો;
અલ્પાયુષી અધમ માનવ છે કહિં અરે,
દેખાડ ભક્ષણ કરું ઝટ તેનું આ ક્ષણે. ૧૯

શૂર્પણખા–આમ, આમ. ( આગળ વધે છે )

રામ—( સ્વગત ) વહાર લઇને આવી તો ખરી. ભલે, દેવીની વનભૂમિ અપવિત્ર ન થાય, માટે લાવ હું તેમની સામો જાઉં.

( પરિક્રમણ કરી બહાર જાય છે. )



## અંક ૨ જો.

( અંતરિક્ષથી લંકાપર ઉતરતો મૃદંગનાદ. )

મૃદંગનાદ—ઓહો ! આકાશના રંગમાં મળી જતો આમ આ દક્ષિણ સાગર, અને આર્યભૂમિનું વત્સ હોય એવો આ દ્વીપ, અનેઃ-

શિખરિણી.

ધ્વજા દંડો વ્યોમે, તિલક કરતા પુષ્પકતણા,
રુડા હારે હર્મ્યો, ધનપતિ અનુવર્તી જનના;
બધી એની એ શ્રી, પણ અવર વાસે અવનવી,
અહા આ લંકા તે, ચિર પરિચિતા રમ્ય નગરી. ૨૦

( ખિન્ન મને ) મહારાજ કુબેરના વખતમાં કેવું હતું, અને આજ કેવું છે ? ભૂમિનેએ વારાફેરા આવે છે ! લાવ, ત્યારે અહિં ઉતરું. ( ઉતરતાં અશોક વાડી તરફ જોઇ )

વંશસ્થોપજાતિ.

રિસાયલી જ્યાં સુર અંગનાઓ,
મનાતી સ્હેજે થઇ કામઘેલિયો;
નિનાદિતા બૌ વિધ પક્ષિનાદે,
અશોક નામે પુરવાટિકાવિષે. ૨૧

( ઉતરી આમતેમ જોઈ )

ભો ! માલાકાર ! સખા ક્યાં છો ?

માલાકાર—પધારીએ સખા મૃદંગનાદ !

મૃદંગનાદ—પ્રિય મિત્ર ! સપરિવાર કુશળ તો છોને ?

માલાકાર—હા. આપનાં દર્શન ઘણે દહાડે થયાં.

મૃદંગનાદ—તમારા રાજાએ રંજાડયા એટલે શું આવીએ ?

માલાકાર—એ તો રોજે નવી નવી રંજાડ ચલાવ્યે જાય છે. શું કરીએ ?

મૃદંગનાદ—લોકમાં કંઇ વાત થાય છે કે તમારી માફક સૌએ 'શું કરીએ' કહીને બેસી રહે છે.

માલાકાર—પ્રજા તો કાયર કાયર થઈ ગઇ છે, અને–

ગીતિ.

નિશદિન નવા ગપાટા, ઉડે પ્રજામાં વધે અધીરતા એ;
રાવણ વિક્રમ રવિના, અસ્ત સમયને સમીપ સૂચવે છે. ૨૨

પણ એથી શું ?

મૃદંગનાદ—'એથી શું' એમ ન માનતા. લોકવાયકા ગપાટો નથી. આ વાડીમાં કોઇને રાખેલું છે, તે શું તમારી જાણમાં નથી ?

માલાકાર—મોટી મોટી દેવકન્યાઓને પકડી લાવ્યો ત્યારે કંઇ ન થયું, તો પછી આ માનવીથી શું થાય ?

મૃદંગનાદ—ના, ના. એમ ન માનતા. આ તો એનો છેલ્લોજ ઉન્માદ જાણજો !

માલાકાર—એ બાઇની પાછળ કોઈ છે ?

મૃદંગનાદ—છે, છે. અને–

અનુષ્ટુપ.

તમારા ગર્વથી ઘેલા, રાજાને રણ રોળવા;
અયોધ્યાધીશ આવે છે, ભાર ભૂનો ઉતારવા. ૨૩

માલાકાર—એ કોણ તે ?

મૃદંગનાદ—કોણ તે, એ કે-

વસંતતિલકા

સીતા સ્વયંવર વિષે શિવચાપ નીચે,
આવી ગયેલ કર રાવણના મુકાવ્યે;
ભાગે શરાસન, વધે વળિ તાડકાના-
ખ્યાત પ્રતાપ રવિ વંશજ રામરાજા. ૨૪

માલાકાર—જનસ્થાનમાં પેલા ચૌદ હજાર રાક્ષસો મરાયા અને-- નાક કાન કપાયાં તે કોણ ? રામ.

મૃદંગનાદ—હા, રામ, અને એમના નાના ભાઈ લક્ષ્મણ, શૂર્પણખાને વિરૂપ કરનાર.

માલાકાર—આ તમે શું કહો છો ? જગતમાં કોઈ આનો મદ ઉતારે એવો નથીને !

મૃદંગનાદ—ભલાભલી પૃથ્વી છે. એમ ન ધારતા-જગતમાં જ્યાં ને ત્યાં 'શેર ને માથે સવા શેર' છે ને છેજ. જુઓને—

ગીતિ.

મન મનનો મદ હરવા, એક એકથી બધે અધિક દીસે;
તારક, શશી, રવિ, રાહુ, રચાયલા છે સ્વભાવતઃ રહેજે. ૨૫

માલાકાર—ખર, દૂષણ, ત્રિશિરા તો રણમાં પડ્યા, પણ નાક કપાયાથી શું શૂર્પણખાએ મરણ પામી ?

મૃદંગનાદ—એ નાકકટ્ટી તો જીવતી હશે ? અહિં નથી આવી ?

માલાકાર—ના જાણવામાં નથી.

મૃદંગનાદ—હમણાં આવશે, વળી નવો બખેડો જાગશે. ચાલો, હવે હું જાઉં ?

[ બન્ને જાય છે. ]

( સભા ભરાયલી છે, તેમાં રાવણ આવે છે. )

બંદીજન—( ઉભા થઈ હાથ જોડી, સ્તુતિ કરતાં )

પુષ્પિતાગ્રા.

સુર અસુર નરેશ ગર્વ હારી,
ત્રિભુવન વૈભવ માત્રના વિહારી;
પ્રતિ દિવસ હજો પ્રભુ પ્રતાપી,
જય જય ! રાક્ષસ ચક્ર ચક્રવર્તી. ૨૬

પ્રહસ્ત—( અભિનંદતાં–સૌ સભ્ય તરફથી. ) જય ! જય ! ! મહારાજ, જય ! દશકંધર જય ! !

રાવણ—( ચારે તરફ નજર કરી ) સર્વે આસનસ્થ થાઓ. ( અધિકારીઓ સદસ્યો વગેરે સૌ નમન કરી કરીને બેસે છે, એટલે પ્રહસ્ત પ્રતિ જોઈ) કંઈ નવીન સમાચાર છે કે ?

પ્રહસ્ત—મહારાજના અપ્રતિહત પ્રતાપમાં સર્વત્ર જય જયકારજ પ્રવર્તે છે. સામંતો, પ્રતિનિધિઓ, દૂતો–ચાર સર્વે વારા પ્રમાણે મહારાજની સેવામાં હાજર થઈ ગયેલ છે.

રાવણ—દેવાદિ હાજર છે. માત્ર આપ્તજન કદી કદી ઉપેક્ષા કરે છે ?

પ્રહસ્ત—એ તો આપ્તજન છેને ? ખરદૂષરના દૂત નથી તે મહારાજે લક્ષમાં લેવું ન જોઇએ

રાવણ—આપ્તજને તો વધારે સાવધાન રહેવું જોઇએ, કે જેથી બીજા ઉપર અસર થાય.

પ્રતીહાર—( નમતો નમતો ને જય જય ઉચ્ચરતો ) મહારાજ ! અકંપન આવ્યા છે ?

પ્રહસ્ત—અકંપન પોતેજ આવ્યા છે ?

પ્રતીહાર–હા. ( રાવણ સામું જોઇ ) મહારાજની શી આજ્ઞા છે ?

રાવણ—જાઓ, ઝટ પ્રવેશ કરાવો. ( પ્રતીહાર જાય છે, અને અકંપન પ્રવેશ કરે છે. )

અકંપન–જય જય મહારાજ, ત્રિભુવનનાથ ! જય !

રાવણ—બેસો–દૂત નથી, તે ખરે તમને મોકલ્યા ?

અકંપન–( ધ્રૂજતાં ઉભો થઇ ) શું કહું ? જીભજ ઉપડતી નથી. મહારાજ ! ખર, દૂષર, ત્રિશિરા અને ચૌદ હજાર રાક્ષસો, સૌ માર્યા ગયા, અને આ એકલો હુંજ અભાગિયો જીવતો રહ્યો તે લંકા આવવા પામ્યો.

રાવણ—( પગ પછાડી–લાલચોળ થઇ જઇ ) આ હું શું સાંભળું છું–હેં :—

મંદાક્રાન્તા.

જીતી દેવો રમત મહિ મેં, દેવનાં રાજ્ય લીધાં,
ગંધર્વોને વશ કરી વળી, યક્ષને બંધી કીધા;
ભૂપાળો ને ઉરગપતિએ ત્રાસથી દાણ દીધાં,
એવા મારા અતુલ બળનો, કોણ અજ્ઞાત છે હા ! ૨૭

( ત્રાડ કરડે છે. )

અકંપન–રામ કરીને એક ક્ષત્રિય યુવક છે.

રાવણ—એણે એકલાએ બધાને માર્યા ? એને જીવિત વહાલું નથી શું ? ( ગર્વથી ) હું કોણ ?

અનુષ્ટુપ.

ધનેશ યમ ને ઇન્દ્ર, વિષ્ણુએ છેડીને મને;
સમર્થ નથી લેવાને, સુખ સ્વપ્નેય કો સ્થળે. ૨૮

પ્રહસ્ત—( શાંત પાડવા વખાણે છે. ) મહારાજ સામે થાય એવો જગતમાં કોઇ હોઇ શકેજ નહિ ?

રાવણ—( ઓઠ પીસી ) અરરર ! ખરદૂષરે રાક્ષસ કુળને કલંકિત કર્યું. એવો એ કેવોક બળિયો છે ?

અકંપન—( હાથ જોડી ) મહારાજ ! શું એનું બળ ! માત્ર એક પ્રહરમાંજઃ—

અનુષ્ટુપ.

વાયુના વેગને રોકે, વાળે વેલા સમુદ્રની;
રામે એવા શરાસારે, હણી સેના નિશાચરી. ૨૯

રાવણ—રામ ! ( સ્વગત–પસ્તાતાં પસ્તાતાં ) અરેરેઃ—

અનુષ્ટુપ.

ઉપેક્ષા કરી મેં મારે, હાથે શત્રુ ઉછેરિયો;
સીતા સ્વયંવરે પાછો, મેં એને જીવતો મુક્યો. ૩૦

( જાહેર ) અરે કોઇ છે કે ? મારીચને બોલાવો. એ મૃત્યુ લોકના માનવીએ રાક્ષસોનું નાક લીધું ?

( નેપથ્યે ) હા ભ્રાતર ! હા મેઘનાદ !

રાવણ—આ કોણ વળી ? ( આમ તેમ જુએ છે, એટલામાં તો નાક કાને લોહીથી ખરડાયેલી શૂર્પણખા દરબાર વચ્ચે આવી આળોટી પડે છે. )

પ્રહસ્ત—(ગભરાયેલા જેવે ચહેરે ) અરે આ શું !

શૂર્પણખા—( અડધી ઉંચી થઇ મોં ફાડી ) હા બંધુ ! હા મેઘનાદ !

રાવણ—અપરાધી માત્રને હણવા સમર્થ એવા મને, તું જે તે અર્થેતિ કહેતો ખરી ?

શૂર્પણખા—( શોક અને દુઃખથી ચિઢાતી ) અરેરે ! શું કહું ને કયાં જાઉં ?

વસંતતિલકા.

એ લક્ષ બાવન નિશાચર પાળનારી,
તારા સમા ત્રિભુવનેશ્વર બંધુવાળી;
હું કામરૂપ અતિ ઘોર છતાં અરેરે !
પ્હોંચી શું શાંત થઉ રામથી આ દશાએ. ૩૧

રાવણ—ખર સાથે જે લડયા તે એ, અને તનેય એણે વિરૂપ કરી

અકંપન—( વચમાં ) ના. એના નાના ભાઇ લક્ષ્મણે.

શૂર્પણખા—એ, એજ—રાઘવો, તે રામ ને લક્ષ્મણ.

રાવણ—એમ ગલાંતલાં શું કરે છે—રાઘવો કોણ છે અને રામ કોણ

શૂર્પણખા—( વધારે ચિઢાઈ )

વસંતતિલકા.

તારો મુઆ ! મદ વિમર્દક કાર્તવીર્ય,
તેના હજાર કરને પણ છેદનાર;
તે ક્ષત્રિયાંતકરનેય નમાવનાર,
છે એજ દાસરથિ રાઘવ રામચંદ્ર. ૩૨

રાવણ—ઓહો ! એ રામ—રાઘવ કે તેનો ભાઇ, જે હોય તેના આ ભાર છે ?

શૂર્પણખા—( ઉંચું જોઇ ) હજી તમે એના હાથ નથી દીઠા !

રાવણ—( હસીને ) જા, જા.

### માલિની.

સુર અસુર ભુજંગો, યક્ષ ને ગુહ્યકોથી,
ભય નથી કદી જેને, મૃત્યુનો માનવીથી;
ત્રિભુવન જિતી જેણે, સ્હેજ કૈલાસ તોળ્યો,
દશમુખ કર એવો, શું રહે રામ બીતો ? ૩૩

શૂર્પણખા—( ક્રોધાવેશથી ) મુઆ મિથ્યાભિમાની, તને ક્યાં ટેક છે ? જોને:—

### શાર્દૂલવિક્રીડિત.

માંડી યજ્ઞથી ગાંધિરાજ સુતના, માંડચો તને મર્દવા,
તારું નાક લીધું સ્વયંવર વિષે, મારી વળી તાડકા;
આજે ચૌદ હજાર રાક્ષસ હણી, કીધી વિરૂપા મને,
તારા વીસ હજાર હસ્તિ બળના ધિક્કાર છે હાથને. ૩૪

રાવણ—( પ્રધાનપ્રતિ ) પ્રહસ્ત ! એવો તે એ કેવોક છે ?

શૂર્પણખા—( વચમાંજ ) એવો તે-

### ઉપજાતિ.

સમર્થ એ રાઘવરાય સામું,
સમર્થ જોવાય નથી જરા તું;
છે ક્રોધ એનો કરવા સમર્થ,
બ્રહ્માંડને રાવણ ! ભસ્મસાત. ૩૫

રાવણ—( ગર્વથી હસીને ) ગમે તેવો, પણ મનુષ્યને !

પ્રહસ્ત—( સ્વગત ) મનુષ્યનોજ આપણને ભય છેને.

રાવણ—મારીચને બોલાવી પેલો દૂત આવ્યો કે નહિ ?

માલ્યવાન-હમણાં આવશે, મહારાજ !

શૂર્પણખા-મામો આવે ને તમે જાઓ, એ શું ?

ણ—ક્યાં નાસી જવાનો છે. ( શૂર્પણખા સામું જોઇ ગર્વથી )

શાર્દૂલવિક્રીડિત.

પેલી પાર પતાળમાંહિ અથવા, તેથીય ઉંડો જશે,
ઉંચે ઉચ્ચ વિશાળ વિષ્ણુપદમાં, જૈને વસેલો હશે;
સંતાશે અદિતિ તણા ઉદરમાં, તો'યે નહી ઉગરે,
એવો ક્રોધ દશાસ્યનો ભગિનિ ! કે', છે શું અજાણ્યો તને ? ૩૬

શૂર્પણખા-( ઉશ્કેરવા ) હુંજ ઘેલી, કે તને પિછાણ્યો નહિ.

હરિણી.

સમજ વિજગી, સ્વામી જેણે, હણી વિધવા કરી,
ખર સહ જનસ્થાને રાખી, સહોદરથી જુદી;
હિત મહિ તથા, આજે જેના, વિરૂપ બની વળી,
ધિક ધિક મને, એવા તારે, રહી શરણે પડી. ૩૭

( રડે છે. )

માલ્યવાન-શૂર્પણખા ! આ શું ? શાંત થા. ધીરી પડ. ( પ્રતિહાર આવે છે )

પ્રતીહાર-( નમન કરી ) મહારાજનો જય ! શ્યામમુખ આવ્યો છે.

રાવણ—તેને સત્વર આવવા દે.

શ્યામમુખ( નમન કરીને ) મહારાજના ચરણવંદન પૂર્વક મારીચજી કહેવરાવે છે કે:-

માલિની.

હણી અસુર ધરાનો, ભાર ઉતારવાને,
રવિકુળ પરમેશે, છે લીધો જન્મ પોતે;
વનનૃપ શિદ છેડે, માગવા મૃત્યુ હાથે,
દશમુખ ! કર ના તું, વેર એ રામ સાથે. ૩૮

રાવણ—( ક્રોધ અને તિરસ્કારથી ) અરરર ! મારીચ આ શું કહાવે છે ? માલ્યવાન ! હું એકલોજ જઇશ.

માલ્યવાન-( જરા વિચાર કરી ) મહારાજ ! એકલા સાહસ કરવા જેવું નથી; કારણ કેઃ-

હરિગીત.

અર્થાનુસારી એહને, વરદાન છે મુનિઓ તણાં,
વિખ્યાત છે સૌ અસ્ત્ર એને સાધ્ય સારા વિશ્વનાં;
અદ્ભુત ને અદ્ભુત એનાં, કર્મ છે બહુ સાંભળ્યાં,
ત્રૈલોક્યને જીત્યા તણો જશ જાય પાછા આવતાં. ૩૯

રાવણ—(સ્વગત ) ઓહો ! આ શો કાળ વિપર્યય ! મારીચ જેવો યોદ્ધો આમ ના કહાવે છે, અને આમ મારું મને પાછું પડે છે. ઓહો આ શી મનોદશા !

શાર્દૂલવિક્રીડિત.

જીતી ઇન્દ્ર કુબેર વાયુ યમને, બંધી કરી લાવિયો,
સર્વૈશ્વર્ય પગે પડચાં જગતનાં, કૈલાસને તોળિયો;
વાગે હાક બધે, પ્રજાપતિ વળી, મારા ધ્રુજે નામથી,
તેનો તેજ હું આજ આમ મનમાં, શંકાઉં છું રામથી. ૪૦

પ્રહસ્ત—( યુક્તિથી, અભિમાનથી અભિમાન ઉતારવું. ) મહારાજને જવાની શી જરૂર છે ? કારણ, એ કોણ, ને મહારાજ કોણ ?

શાર્દૂલવિક્રીડિત.

જે હસ્તે હરી વજ્રનો યશ હરી, લક્ષ્મી ત્રણે લોકની,
ખેંચ્યા કેશ ભરેલ દિવ્ય કુસુમે, દેવાંગનાના વળી;
મૌર્વિના ક્ષતથી વિભૂષિત પટુ-કૈલાસને તોલવે,
મારી રામ શું કામ આમ લજવે, તે હસ્ત લંકેશ તે. ૪૧

શૂર્પણખા–( સીતાપરના દ્વેષથી ) એની સ્ત્રી સાથે છે તેનું હરણજ કરને ?

રાવણ—એ કોણ કોણ છે ?

શૂર્પણખા–રામ, સીતા અને એનો નાનો ભાઇ લક્ષ્મણ, જેણે મને વિરૂપ કરી તે.

રાવણ—એ સ્ત્રી કેવીક છે ?

શૂર્પણખા—સાંભળઃ–

શાર્દૂલવિક્રીડિત.

ઝાઝાં લાડ લડાવી દાશરથિએ, રાખેલી આનંદમાં,
એ છે નૌતમ નાર હાલ ચડતા, તારુણ્યના તોરમાં;
માની દેવર નાથ ને સ્વરૂપની, શૃંગાર સૌ નારની,
શોભે 'આ સહુ' હોય જો તવ ગૃહે. એના સમી ગેહિની. ૪૨

રાવણ—એવો એમનો લલિત બનાવ છે, અને એ જનકરાજકન્યા વળી એમની સાથે વનવાસ આવી છે ?

શૂર્પણખા–અરે હા, બનાવની શી વાત, મજેનો દૈવી બનાવ છે. સીતા રામમાં, રામ એનામાં અને લક્ષ્મણ એ જુગલ જોડામાં તલ્લીન થઇ રહેલાં છે.

રાવણ—એમના નાશનો કંઈ ઉપાય ? માલ્યવાન !

માલ્યવાન–શાંત ઉપાય તે માયા–છળ.

શૂર્પણખા–હા, હા. એજ.

પ્રહસ્ત—મહારાજ ! નીતિ પણ એજ ઉદ્દેશની છે. શાંત પ્રતીકાર તે છળ–કપટજ.

રાવણ—મારો રથ મંગાવો. હું મારીચ પાસે જાઉં.

( પ્રતીહાર દોડે છે. )

શૂર્પણખા-મારીચને છળનો છાગ બનાવો.

પ્રહસ્ત—હા, એ ઠીક છે.

રાવણ—એમ ?

શૂર્પણખા-હા, હા, એમ. હું કહું તે સાંભળને:—

ગીતિ.

કર જઇ હરણ સીતાનું, એક પંથ ને થશે ઉભય કામ;
મરશે એની મેળે, જીવનદોરી જતાં જરૂર રામ. ૪૩

પ્રતીહાર-( નમન કરી ) રથ તૈયાર છે.

રાવણ—ચાલો.

( તે ઉભો થતાં સૌ ઉઠે છે અને રાવણ જાય છે. )

## અંક ૩ જો.

( એક તાપસી પ્રવેશ કરે છે. )

તાપસી—રાક્ષસોનો સંહાર થતાંવાંત જનસ્થાન કેવું શાંત ને રળિયામણું લાગે છે !

ઉપજાતિ.

સંસારની સર્વ ઉપાધિઓથી,
વિમુક્ત વૃત્તિ સમ યોગિયોની;
નિશાચરે બાધિત કેવી આજ,
લાગે અહો ! પંચવટી પ્રશાંત. ૪૪

( પરિક્રમણ કરી આમ તેમ જોઇને ) અહો ! ગોદાવરી તીરની રમણીયતાઃ—

વસંતતિલકા.

તીરે ઉગ્યાં તરુ કદંબકના પરાગે,
જેના પ્રદેશ પરિપૂર્ણ છવાયલા છે;
જ્યાં સર્વદા મૃગ વિહંગમનો વિરામ,
એવો સુરમ્ય તટ આ નયનાભિરામ. ૪૫

આ વૃક્ષોની ઘટા સારી છે. રાક્ષસોની ઉપાધિ નથી, લાવ જરા છાયામાં વિરામ લઉં. ( બેસે છે. )

અલંબુષા–( એક અપ્સરા ) ભગવતિ ! નમસ્તે.

સ્વયંપ્રભા–( તાપસી, જેનું આ નામ છે તે ) પધારો.

અલંબુષા–આપનાં પગલાં અહિં સુધી. પ્રિયસખી હેમા તો કુશળ છે ?

સ્વયંપ્રભા–કુશળ છે, ને તમને સંભારે છે.

અલંબુષા–અહિંની કંઇ નવાજુની ?

સ્વયંપ્રભા—ઘણીએ નવાજુની છે.

અલંબુષા—રાક્ષસો મરાયા અને બધું પતી ગયું, તોય વળી નવાજુની ! શાની તે ?

સ્વયંપ્રભા—રાવણ કંઇ જંપીને બેસે એવો છે ?

અલંબુષા—જંપશે નહિ. એને થયેલા શાપો જંપીને બેસવા દેશે પણ નહિ. પાપનો ઘડો ભરાય કે નહિ ભગવતિ !

સ્વયંપ્રભા—ભરાય ?

અલંબુષા—હા. સાધુસંતના શાપ કંઇ નકામા જાય ?

અનુષ્ટુપ.

કપિ ઐક્ષ્વાકુને હાથે, થાશે નાશ દશાસ્યનો;
પૂણશે શાપ એને એ, નંદી ને અનરણ્યનો. ૪૬

સ્વયંપ્રભા—સાધુજનના–ત્રાસેલાંના શાપ ફળેજ. તમે દક્ષિણમાંથી આવો છો તે કંઈ જાણો છો ?

અલંબુષા—જાણીએ છીએ તો ઘણુંએ, પણ શું કહીએ. મારીચને કપટ મૃગ બનાવી સીતાનું હરણ કરી જવાની એણે બાજી માંડી છે.

સ્વયંપ્રભા—મારીચ ભલો મરવાને તૈયાર થયો ?

અલંબુષા—એમ ન કરે, તો રાવણ મારી નાંખે. એણે એમ વિચાર્યું હશે કે, એ અધમને હાથે મરણ થાય, તેના કરતાં રામને હાથે મરણ થાય તે સારું.

સ્વયંપ્રભા—હાસ્તો.

ગીતિ.

અસાધુ જનના મોટા માન થકી પણ સહસ્રધા સારું;
મૃત્યુ મહાજન હાથે, પ્રશસ્ય યશપદ સદૈવ દેનારું. ૪૭

અલંબુષા—ભાવી કંઇ ભૂલે છે? એ તો અક્રમયક્રમ ગમે ત્યાંથી સંયોગો એકઠા થઈ આવેજ આવે.

( નેપથ્યમાં )

સાવધાન રહેજો, વનવાસીઓ ! સાવધ રહેજો; કેમકે:-

પ્રખરલલિત. +

ચઢેલો આખેટે, વનચર અને પંખિયોને,
નસાડી વા મારી, ઉજડ કરતો કાનનોને;
વનો જોતો જોતો, કનકમૃગ પુંઠે પડેલો,
અહિંયાં આવે છે, દશમુખ યુગાંતાગ્નિ જેવો. ૪૮

અલંબુષા—ચાલો, ભગવતિ ! આપણે આપણા માર્ગે પડીએ.

તાપસી—આ સૂર તો અમારા તાપસકુમારોના જેવો છે !

અલંબુષા—ગમે તેનો હોય, પણ એ રાક્ષસના આગમન સામે સારી ચેતવણી આપનારો છે. ચાલો જઇએ. બપોરે થયા છે તો, જુઓને ભગવતિ !

શિખરિણી.

તપ્પા તાપે પાડો, તપનચ્છદ ઉભાં થઈ ગયાં,
અટી થંભ્યા, થંભ્યાં જળ, સવન વહ્નિ પ્રશમિયા;
શમા થૈ મધ્યાહ્ને, જલધિ વિરમી આશુગ પડયો,
સમાધિસ્થો જાગ્યા, દિનમણિ રથે સ્હેજ વિરમ્યો. ૪૯

( બન્ને જાય છે. )

---

* પ્રખરલલિત-શિખરિણીથી એક અક્ષર કમ. છેલ્લા બે ગુરુ.

( પર્ણકુટીના બાગમાં સીતા ને સખી )

સીતા—સખિ ! જો આ કાલવાળો અશોક, આજ કેવો પ્રફૂલ્લ થયો છે.

સખી—તમે દોહદ કરાવ્યો ને પ્રફૂલ્લ ન થાય ! વધારે શું કહું, હવે તો મારી સખીને દોહદ થાઓ.

સીતા—( જરા લજાઇ ) તને મશ્કરીની છુટ છે, એટલે શું કહું ;

સખી—કહેવાનું કંઈ નથી. અમે ઋષિકન્યાઓ તપની મૂર્તિરૂપ છીએ, અને અમારાં વચનો મશ્કરીનાં ન હોય, હોકે. ( હસે છે. )

સીતા—ન હોય, ન હોયજ. પણ જો તો ખરી પેલી કુંજમાં છુપાતો મૃગ.

સખી—આ તો ખરેખર કોઈ અલૌકિક મૃગ લાગે છે. આપણા આશ્રમોના જેવો નથી.

સીતા—ખરે એમજ છે, જોને-

વસંતતિલકા.

વૈદૂર્ય અંકુર સમાન સુદીર્ઘ શૃંગે,
નાના પિશંગ નવ પિપ્પલપત્ર કર્ણે;
નેત્રે સુચંચળ વિચિત્ર સુવર્ણ વર્ણે,
આ તો અલૌકિક કુરંગમ કો દિસે છે. ૫૦

ઉભી રહે, હું મારા દેવર વગેરેને બોલાવું.

સખી—ના, હું તો આ ચાલી! તમે ક્ષત્રિય એને મારો, તે અમારાથી ના જોવાય! (બીજે રસ્તે તે જાય છે ને સીતા પર્ણકુટી પ્રતિ સાદ કરે છે.)

સીતા—(મૃગ જાણે સાંભળે નહિ તેમ) આર્યપુત્ર! ઓ દિયેરજી, અહિં આવો, અહિં આવો, કંઇક જોવાનું છે.

રામ—(બાગમાં આવી) શું છે બોલો! શું છે?

સીતા—ધીરા બોલોને દિયેરજી!

લક્ષ્મણ–(હસતો હસતો) હું તો આ રહ્યો, આમ ભાભિ!

સીતા—(જરા હસીને) એને પકડી લાવોને આર્યપુત્ર!

લક્ષ્મણ–એને પકડાવીને શું કરશો?

સીતા—પાળીશું, રમાડીશું, બહુ મજેનો મૃગ છે! ઝટ કરોને નાસી જશે. (રામને આગ્રહ કરે છે.)

રામ—ધીરાં પડો, એમ કંઇ ઝટ પકડાય? (રામ તત્પર થતાં)

લક્ષ્મણ–આર્ય! માયા જેવું ના હોય!

શાર્દૂલવિક્રીડિત.

વારંવાર કુરંગ રૂપ લઇને, આવી જનસ્થાનમાં,
મારે છે મુનિઓ, ભળી પશુ અને, સારંગના સાથમાં;
આ કો રાક્ષસ તાડકાસુત સમો, આજેય આવ્યો અહિં,
બંધો! તાપસ શોધમાં ભટકતો, વિશ્વાસ રાખો નહિ. ૫૧

સીતા—કુમાર! તમે એમ વહેમાઓ નહિ. હામા હાંમા કરતાં જતો રહેશે, તો હું તમને લઢીશ. (રામ સામું જોઇ) આર્યપુત્ર! તમે વિચાર ના કરો, જાઓ, જલદી જાઓ.

ગીતિ.

પશુ આ પંચવટીનો, સ્ત્રીગૃહ ભૂષણ થશે અયોધ્યામાં;
માટે પકડી લાવો, ઝટપટ જીવતો જરૂર અહિં એને. ૫૨

લક્ષ્મણ—આર્યા—ભાભિ ! આ તો ઝટ પકડાય એવો મૃગ ન હોય !

અનુષ્ટુપ.

વાયુ ને મનના જેવા, વેગવાળો કુરંગ તે;
ઝલાય જીવતો કેમ ? ઘેલાં કાઢો શું આ તમે. ૫૩

સીતા—જીવતો ન ઝલાય તો મારીને લઇ આવો. એની સુવર્ણ જેવી ત્વચા મારા અંતઃપુરનો હિંદોળો શોભાવશે.

રામ—આવા સુંદર પ્રાણીને મારવાનું શું કહેતાં હશો, દેવિ !

સીતા—આમ રામાટામા કરતાં જતો રહેશે હો આર્યપુત્ર !

લક્ષ્મણ—આવા ગરીબ રૂપાળા પ્રાણીને મારતાં પાપ ન લાગે કે ?

સીતા—( જરા રીસથી ] જાઓ, જાઓ, પાપવાળા. બેઉ ભાઇ ઠગણા છો, મને શું સમજાવો છો ?

હરિગીત.

લાગ્યું ન તમને પાપ પેલા લક્ષ મૃગ સંહારતાં,
લાગ્યું ન તમને પાપ પેલી તાડકાને મારતાં;
(ને) તે આજ મારે કાજ લાગે પાપ આને મારતાં,
રે વાહ ! રાઘવ ! ઠીક તમને આવડે સમજાવતાં. ૫૪

રામ—દેવીવૈદેહિ ! શાંત થાઓ. આમ છેકજ આકળાં શું થઇ જાઓ છો ?

સીતા—આજ હું શાંત થનારી નથી; આજ તમારી પ્રીતિની પરીક્ષા છે. જીવતો કે મારીને, જેમ લવાય તેમ લઈ આવો, બસ, લઈ આવો એજ.

લક્ષ્મણ—( સ્વગત )

અનુષ્ટુપ.

રાજ, બાળ અને સ્ત્રીની, હઠો લોકે પ્રસિદ્ધ છે;
એ હઠે આજ આર્યામાં, આવી વાસ કરેલ છે. ૫૫

રામ—( ધનુષબાણ લઈ ) લક્ષ્મણ ! તારાં ભાભીની પાસે રહેજે, હમણાંજ હું એને જીવતો કે મરેલો લઇ આવું છું. (જાય છે.)

સીતા—(કંઈક રીસથી–રામ સાંભળે તેમ) એ તો ઓ ચાલ્યો. ચંચળ જાત, આટલી વારમાં ચેતી ન જાય કે ? ( લક્ષ્મણ સામું જોઇ ) જુઓ પેલી વાંસની જાળીએ કુદી ગયો.

લક્ષ્મણ–તેમાં શું ?

અનુષ્ટુપ.

જાળી કુદી ગયો કિંતુ, હવે કયાંએ જશે કુદી;
બ્રહ્માંડ આવરે એવી આર્યની શર જાળથી. ૫૬

સીતા—( જરા મોટેથી ) આર્યપુત્ર ! જીવતો પકડાય તો મારતા નહિ, જીવતો પકડજો.

લક્ષ્મણ–ભાભિ ! તમારો ગમે તેવો પણ નાજુક સ્વર એટલે બધે છેટે આર્યથી સંભળાય ? જુઓ ! એ તો બેઉ દૃષ્ટિ બહાર જતા રહ્યા.

સીતા—( ઝીણી આંખે જોઇ ) અહો શું એનો વેગ છે ?

લક્ષ્મણ–( તે તરફ જોઇને ) ખરેખર;–

ઉપજાતિ.

ઐક્ષ્વાકુની ઉપર આંખ રાખી,
લંબાવતો ગર્દન પુંઠ વાળી;
ઉંચે ન નીચે સમ અંતરે વા,
જણાય ના દૃષ્ટિજવે જતો આ. ૫૭

સીતા—દિયેરજી ! આવો, આ અશોકના આલવાલની ઓટલી પર બેસો.

લક્ષ્મણ–તમે બેસો આર્યા ! હું તો ઉભોજ છું.

સીતા—અજાણ્યા મૃગથી બીનેલાં મારાં પંખી અને મૃગમૃગલીઓ પણ કહિંક સંતાઇ ગયાં છે.

લક્ષ્મણ–તમે બોલાવો, હવે બહાર આવશે.

સીતા—બોલાવવાં પડશેજ નહિ, એમની મેળે હવે બહાર આવશે.
(ઉંચું જોઇને) જુઓને પેલું:-

ગીતિ.

પદથી ભ્રષ્ટ થયેલા, વિયત્સરિતમાં વિહરતી અમરીના;
મુખરિત નૂપુર શું ઉતરે, મંડપ પર આ ચકોર લવલીના. ૫૮

લક્ષ્મણ–વાહ! ભાભી આજતો તમે બહુ ખુશીમાં છે.

સીતા—(હસીને) શા માટે ખુશીમાં ના રહું? (એટલામાં દૂર નેપથ્યમાં)

અરે! ઓ લક્ષ્મણ! કુમાર ભરત! વહારે, વહારે ધાઓ!

(આલવાલ પરથી એકદમ ઉભાં થઇ) કુમાર! આ શું સંભળાય છે? જુઓ સાંભળો. તમારા ભાઇના જેવો સ્વર છે.

લક્ષ્મણ–આર્યા! આર્યનો સ્વર આ ન હોય. (કાન દે છે, ને ફરીને પાછું એનું એજ વાકય સંભળાય છે એટલે)

સીતા—ન હોય કેમ? તમારા ભાઇનોજ સ્વર છે, અને તમને વહારે બોલાવે છે. ત્રાહિ! ત્રાહિ! દિયેરજી! ઝટ દોડો–જાઓ.

લક્ષ્મણ–કેમ ગાભરાં પડી જાઓ છો, એમનો સુર ન હોય.

સીતા—ન હોય કેમ? તમારા ભાઇજ સંકટમાં છે, ને તમને બોલાવે છે.

લક્ષ્મણ–કેમ ભૂલો છો. એમ હોય?

ગીતિ.

સંકટનો હરનારો, સાધુ જનનાં પડે ન સંકટમાં;
એ છે બ્રહ્મપરાત્પર, મોહે ભાભિ! પડો ન સંભ્રમમાં. ૫૯

સીતા—એમનોજ સ્વર છે, ને તમે જાઓ, જલદી જાઓ.

લક્ષ્મણ—એમને નથી ઓળખતાં, એમનાં બળ પરાક્રમનાં કેમ આમ અજાણ્યું થઇ જાઓ છો ?

સ્રગ્ધરા.

ભાગ્યું કોદંડ જેણે, પવિ સમ ભવનું, યાતુધાનો વિદાર્યા,
મારી સુંદપ્રિયાને, પરશુધર થકી, ક્ષત્રિયોને ઉગાર્યા;
કાલે નાખ્યો ઉખાડી, દલસહ ખરને, દંડકારણ્યમાંથી,
એવા એ વીરવંદ્ય, ત્રિભુવન પતિ છે, રામ સારંગધારી. ૬૦

સીતા—(ક્રોધ ને રીસથી) ના, હું નહિ માનું, તમે ઝટ દોડો–જાઓ.

લક્ષ્મણ—( સ્વગત ) આમને હવે કેમ સમજાવવાં ? ( પ્રકાશ ) તમને મુકીને હું શી રીતે જાઉં ?

અનુષ્ટુપ.

આદિત્ય વંશની સ્વચ્છા, કીર્તિ છે તમમાં રહી;
તેને કેમ વને મુકી, જવાએ દૂર એકલી ? ૬૧

સીતા—( ઓછું આણી ) અરેરે ! હવે શું કરું ? આર્યપુત્ર ! આ તો કંઇક ભેદ જેવું લાગે છે. ( લક્ષ્મણ પ્રતિ )

ગીતિ.

બંધુ વત્સલતાએ, કે થઇ કૈકઈતણા પ્રણિધિ રૂપ;
શે અર્થે આવ્યા છો, સાથે તેનાં જણાય ના રૂપ ? ૬૨

લક્ષ્મણ—આર્યા ! આમ શું બોલો છો ? જરા વિચાર તો કરો. આ વનવગડામાં તમને એકલાં મુકીને મારાથી જવાય ?

સીતા—( ક્રોધ ને રીસથી )

આર્યા.

લોક કથન સાચાં કે, અપર ઉદરમાં ન હોય નેહ કશો ?
જો હોય માડીજાયો, બંધુ તો તે રહે ન આમ ઉભો. ૬૩

લક્ષ્મણ-( વીલો થઈ જઇ ) ખરે-

અનુષ્ટુપ.

અજ્ઞાની જ્ઞાની, ને જ્ઞાની અજ્ઞાની કાળથી બને.
જેવું કર્મે લખ્યું હોય, તેવી બુદ્ધિ બની રહે. ૬૪

( મઢુલીના માર્ગમાં શરઆણ દઇ ) જાઉં છું, જોજો હો.
( જાય છે. )

સીતા—( રીસથી ) હવે જાઓ, ન જાઓ. તમારી મરજી !

લક્ષ્મણ-( સ્વગત ) મને આર્ય ઠપકો નહિ દે ? હશે, શું કરું, સાંભળીશ.

સીતા—( લક્ષ્મણ સામું જોયા કરતાં હતાં. તે દૂર જતાં બાગ અને મઢુલી સામું જોઈ ) ભૂમિ કેમ મને ભારે લાગે છે ? હાય હાય ! મેં આ શું કર્યું ! ( રોમાંચ અનુભવી-આમ તેમ જોઈ )

વૈતાલીય.

વન આ તરુ આ પ્રદેશ આ, ખગ આ, આ મૃગ ને મઢુલિયો;
પ્રિય અપ્રિય થૈ પડી મને, બિવડાવે સઉ, આ બનાવ શો ? ૬૫

અરેરે ! મેં ખોટું કર્યું. કુમાર લક્ષ્મણને કઠણ વચન કહ્યાં. આર્યપુત્ર હવે મને શું કહેશે ? ( નેપથ્યમાં )

નમઃ શિવાય ! નમઃ શિવાય ! ( એકદમ ચમકીને ) આ શું વળી ? કોઈ દહાડો નહિ ને આજ અભ્યાગત !

( સાધુવેષમાં આગળ વધતાં સીતા સામું જોઇ રાવણ સ્વગત )

રાવણ—અહોહો ! શૂર્પણખાનું કહેવું તો ખરું:-

ગીતિ.

રતિનો રૂપમદ હરવા, સુરવધૂઓનો ઉતારવા ગર્વ;
મોહન મંત્રની મૂર્તિ, વિધિએ ઘડી છે ધરાત્મમાના ધર્યું. ૬૬

સીતા—( સાધુ સામું જોઇ મનમાં )

અનુષ્ટુપ.

સાધુ વેષે છતાં લાગે, અતિ ક્રૂર ભયંકર;
માયાવી તો નહિ હોય, આ કોઇ ક્ષણદાચર ? ૬૭

રાવણ—( આગળ વધી સીતાને )

અનુષ્ટુપ.

યતિ ને ગૃહમેધીના, ધર્મ અન્યોન્ય સાધવા;
આ અભ્યાગત આવે છે, ગૃહીને ઘેર યાચવા. ૬૮

સીતા—અતિથિસત્કાર એ અમારો ધર્મ છે. રહો, ભિક્ષા કરાવું.

રાવણ—( આગળ વધતાં શરલેખા જોઇ સ્વગત )

અનુષ્ટુપ.

આયુરેખા સમી રેખા, આ મારા પ્રાણ હારિણી;
થયું ઠીક પડી દષ્ટે, તૃણાચ્છાદિત કૂપ શી. ૬૯

સીતા—( બે ચાર ફળ લઇ આવી-અવતન મુખે ) લો, ભિક્ષા !

રાવણ—( હસીને ) રહો, ગૃહ ગોત્ર જાણ્યા વગર અમારાથી ભિક્ષા ન થાય. ( મોહથી હસતાં )

વસંતતિલકા.

આ ક્રૂર રાક્ષસ અને પશુથી ભરેલાં,
ગાઢાં વને સુતનુ ! એકલડાં પડેલાં;

છો કોણ, કેમ વનવાસ વિષે વસ્યાં છો !
કો' કોમલાંગિ ! કયમ દુ:સહ દુ:ખ સ્હો છો ! ૭૦

સીતા—( મોટા ગર્વથી )

શાર્દૂલવિક્રીડિત.

જેણે ભાગ્યું હતું સ્વયંવર વિષે, કોદંડ ગૌરીશનું,
તે સૂર્યાન્વયસિંહ રાઘવ તણી, ભાર્યા પ્રિય પ્રાણ છું;
સીતા છે મુજ નામ ને જનકની, હું છું વળી દારિકા,
આ સ્થાને સસરા તણા વચનને આવ્યાં છીએ પાળવા. ૭૧

રાવણ—( હસીને ) ત્યારે તો આ અભ્યાગતનેય ઓળખો:—

મંદાક્રાન્તા.

સેવે જેને સકળ અમરી, અપ્સરા ને મઘોની,
સ્વામી એવા વધુ વિભવનો, શ્રેષ્ઠ રૂપાનુગર્વી;
નિત્યે લોકત્રણ વિજયની, શ્રી રહે શીર્ષ નામી,
ઇચ્છે તે આ દશમુખ શુભે ! પાદ સેવા તમારી. ૭૨

સીતા—( ગભરાઇને ) હાય હાય ! આ તો ગજબ થયો, મને હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. કુમાર લક્ષ્મણને મેં પરાણે મોકલ્યા અને હવે હું શું કરીશ.

રાવણ—હવે કરવાનું શું હોય, વિચારી જુઓને-

અનુષ્ટુપ.

સુકુમારી નથી યોગ્ય, તું વિવાસનને કદી;
ચાલ ચાલ વરારોહે ! થા લોકત્રય સ્વામિની. ૭૩

( સીતાને ઉપાડી લે છે. )

સીતા—અરેરે ! ઓ દિયેરજી ! અરેરે આર્યપુત્ર ! વહારે ધાઓ, વહારે ધાઓ !

રાવણ—રાવણ સામે વહાર શી ? (ચાલવા માંડતાં)

સીતા—(મોટે અવાજે-તિરસ્કારથી) ધિક્કાર છે તારા પૌરુષ્યને ! કાતર-કપટી ! મારા આર્યપુત્ર તો શું, પરંતુ દુધિયા દાંતના મારા નાના દિયેરજી હોત, તો પણ તારું પૌરુષ્ય જણાત ! ધિક્ છે, તારા માયાવી છળને !

રાવણ-રોતી ને કકળતી સીતાને લઇને જાય છે.

## અંક ૪ થો.

( આકાશ માર્ગે નારદ પ્રવેશ કરે છે. )

નારદ—અહો ! વાયુના પાંચમા માર્ગમાં તો હું આવી પહોંચ્યો: કારણ કે આ આમ-

વંશસ્થ.

સુમેરુ શૃંગે પડતી સુરાપગા-તણા પ્રપાતે ઉડતા લવે અહા !
સમીરણ સ્નિગ્ધ કરી શરીરને, પ્રમોદ દે છે રવિરશ્મિ દગ્ધને. ૭૪

( નીચું જોઇ ) અહો, જોતજોતામાં તો હું પંચવટી ને દંડકારણ્ય પણ વટાવી આગળ વધી ગયો. ( અવનવો સ્વર સાંભળી ) આ શું સંભળાય છે ? ( જોઇને )

માલિની.

ત્રિભુવન વિજયાર્થે, સર્વ લોકે ચરંતા,
યુવતિ બલ વિનેતા, કામ કેરી પતાકા;
જયમ સહજ શિવભ્રૂભંગથી ભંગ પામી,
ક્ષિતિ પર પડતી ના હોય તેવી જણાતી. ૭૫

અરે કોણ છે ?

કેશિની—( નમતી ) ભગવન ! હું કેશિની આપને વંદન કરું છું.
અરેરે ? ત્રાહિ ત્રાહિ, ભગવન્ ત્રાહિ ! ગજબ થયો ! શું કહું ?

નારદ—ધીરેથી કહે ?

કેશિની—ભગવન ! રામ લક્ષ્મણને છળી દુષ્ટ રાવણ સુના આશ્રમ-માંથી દેવી જનકકિશોરીને હરી ગયો.

નારદ—ક્યારે ?

કેશિની—અરે હમણાંજ. આ જુઓનીઃ-

શાર્દુલવિક્રીડિત.

આ એનાં રથચક્રને ધધડવે ત્રાસી ગયેલા હજી,
મોરોના ટુહુકાર બંધ પડતા સુણાય છે ક્હિં ક્હિં;
ઉડેલાં ખગ ને પ્રધાવિત બધાં આ ચોપગાંનો વળી,
સંક્ષોભે નથી છેક શાંત પડિયો આરણ્યમાંથી હજી. ૭૬

રાવણ—એને કોઇએ બાધે ન કર્યો ?

કેશિની—જટાયુ સામે થયા, પણ તે તો વૃદ્ધને ?

ઉપજાતિ.

માર્યા ખર સ્યંદન ભાગી નાંખ્યો,
એને વળી વ્યાકુળ ખુબ કીધો;
પરંતુ ક્યાં એ ક્રૂર રક્ષરાજ,
ને ક્ષીણ ક્યાં એ વિહગેશ વૃદ્ધ ? ૭૭

નારદ—રામ લક્ષ્મણ તો તમે કહો છોને કે ન હતા ?

કેશિની— નહિસ્તો. ભગવન ! હવે હું મારી સખીને મળવા જવાની રજા લઉં.

નારદ—અરે એ તો આકાશને ચીરતી તારી સામેજ આવે છે, આ-

પુષ્પિતાગ્રા.

દ્યુતિ જ્યમ ભય બાલ મેત્રજ-મા,
રતિપતિ સંહરવા જતી ન હોય ?
ત્યમ ગગન સમીર ભેદી આવે,
અતિ જવથી મળવા તને સખી આ. ૭૮

કેશિની—નમસ્તે ભગવન !

નારદ—સ્વસ્તિ-જા. હું એ કિષ્કંધા તરફ જાઉં છું.

( પર્ણકુટી તરફને માર્ગે પાછા ફરતા રામ લક્ષ્મણ. )

રામ—( મનમાં )

અનુષ્ટુપ.

નિષ્ફળે નહિ ને સિધ્ધે નહિ એવું થયા થકી;
બળે છે જીવ મારો આ, અવિજ્ઞેય વિષાદથી. ૭૯

અથવા પરમ પ્રેમનો તો એ ધર્મજ છે કે અશુભનો ભય દેખાડે અને કુતર્ક કરાવે. ( લક્ષ્મણ પ્રતિ ) આ તરુ લેખામાં તો આપણે પહેલાં વિરામ લીધો હતો. નહિ કે ?

લક્ષ્મણ—હા, એજ આ તરુરાજ વટ, કે જ્યાં આર્યાએ ફળાહાર કર્યો હતો.

રામ—( સ્વગત ) ધન્ય છે દેવિ ! તનેજ ધન્ય છે, કારણ કેઃ-

અનુષ્ટુપ.

પાત્રે સુવર્ણને પીતી, અયોધ્યામાં તું મદ્ય જે;
તે તેં પત્ર તણે પાત્રે, પ્રેમે પાણી પીધાં વને ! ૮૦

લક્ષ્મણ—આ પ્રદેશની રમણીયતાથી તો આર્યા બહુજ પ્રસન્ન થયાં હતાં. વળી એમણેજ આપણને અહિં પર્ણકુટી બાંધવા કહ્યું હતું.

રામ—એજ આ એમણે પસંદ કરેલો રમ્ય પ્રદેશ.

લક્ષ્મણ—( જોઇને-સ્વગત ) અરે ! આ શું ? નિત્ય રમણીય પંચવટી આજ મને અરમ્ય કેમ લાગે છે.

મંદાક્રાંતા.

લાગે ભારે સકળ વસુધા, શૂન્ય લાગે દિશાઓ,
લાગે ઝાંખો દિવસ રજથી વાયુ વાએ ભરેલો;
રમ્યારમ્ય સ્થળ થઇ રહ્યાં એટલામાં બધાં આ,
ભો દેખાડે અભિમુખ જતાં શું હશે શું થશે હા ? ૮૧

રામ—લક્ષ્મણ ! તું ફળમૂળ લઇને આવતો ત્યારે નિત્ય સામી આવતી એ અધીરી આજ કેમ જણાતી નથી ?

લક્ષ્મણ—અમે બહારજ બેઠાં હતાં. એ કદાપિ અંદર ગયાં હશે.

રામ—નથી. લક્ષ્મણ ! જો જો કયાં ગયાં.

લક્ષ્મણ—( બધે જોઇને સ્વગત ) કયાં ગયાં હશે, અરેરે ?

ગીતિ.

ભય આ આગળ આવ્યો, દૈવે દુષ્ટે વળી દગો દીધો;
રવિકુળ લાંછન લાગ્યું, ભાવીએ આ મનેય ભુલાવ્યો. ૮૨

રામ—લક્ષ્મણ ! કેમ બોલતો નથી ? ( સ્વગત ) અરેરે ! શું થયું. કેમ દેખાતી નથી ? દેવિ ! વૈદેહિ ! કયાં ગઇ તમારી પેલી અધીરતા ! પ્રિયે !

ગીતિ.

ક્ષણ પણ રીસ ન રે'તી, 'એ કયાં, એ કયાં ?' બધે કરી મેલી;
કે'વાતી 'વરઘેલી' તે તું કયાં ગઇ વરોરુ ! વર મેલી ? ૮૩

લક્ષ્મણ—એમના પેલા પ્રમદવનમાં તો નહિ હોય ?

રામ—જો ત્યાં હોય તો, કારણ કેઃ-

ઉપજાતિ.

રાજ્યાભિષેકોચિત ચિહ્ન વાળાં,
તાજાં અને પાછળ સ્હેજ ઉંડાં;
પડેલ છે આ પગલાં જતીનાં,
ઉદ્યાનની સૌ વનવીથિયોમાં. ૮૪

લક્ષ્મણ—( આમ તેમ જોઈ ) પરંપરા રમણીય પુષ્પિતતરુ જોતાં આગળ વધ્યાં હોય, ને કદાપિ ભૂલાં પડચાં હોય ત્યારેઃ હુ પંચવટી જોઉં ?

રામ—જો. ( સ્વગત ) પ્રિયે ! આજે આટલું બધું આ શું છે ? કયાં છો ? આ તમારાં વન મને સુનાં કેમ લાગે છે ? પ્રિયે !

પ્રખરલલિત.

નવા આ ઉદ્યાને, વિવિધ ફુલના ફાલ ફાલ્યા,
ફળ્યાં તારાં વાવ્યાં, તરુ, કલભને દાંત આવ્યા;
હળ્યાં પાળ્યાં પંખી, થયું સુખદ સૌ વર્ષ ઝાઝે;
નમેરી તું ત્યારે, કયમ થઇ કૃપાપૂર્ણ કાન્તે ? ૮૫

અહિં પુછું પણ કોને ? વાસંતીએ નથી. ( આમ્રપર કોકિલાને બોલતી સાંભળી ) આને પુછું ? એય રસિકા છેઃ-

હરિણી.

અયિ પરભૃતે, તારા જેવા, શ્રુતિપ્રિય કંઠની;
મમ હૃદયની, આધારા ને વિલાસવતી સતી;
સ્તન જઘનના, ભારે મંદા મતંગજ ગામિની,
દશરથ વધૂ દીઠી છે તેં, કહિં અહિંથી જતી ? ૮૬

લક્ષ્મણ—( આમ તેમ ફરી આવી સ્વગત ) અરેરે !



**અનુષ્ટુપ.**

વ્યોમ ઉદ્વેગ ધૂમે ને, ક્રોપાગ્નિ તપનાતપે;
આર્યનો આજ લાગે છે, આ આલોક ભયંકર. ૮૭

અથવા બીજું તો શું ? પણ–

**શાર્દૂલવિક્રીડિત.**

મારી સુન્દર તણા સુધીર સુતને આવેલ છે ક્રોપમાં,
રાતાંચોળ થયેલ છે નયન ને ચાપેય છે હાથમાં;
આ વેળા પ્રલયાગ્નિ શા રઘુપતિ સીતા ન જો લાધશે,
તો હા શો કરશે પ્રચંડ ક્ષયને બ્રહ્માંડનું શું થશે ? ૮૮

રામ––( લક્ષ્મણ સામું જોઇ ) તેં કયાં કયાં શોધ કરી ?

**ઉપજાતિ.**

શોધી વળ્યો આ વન પર્ણશાળા,
જોયા બધા આશ્રમ આશવાળા;
ફરી વળ્યો પંચવટી વિશાળા,
ગોદાવરીના પણ તીર શોધ્યા. ૮૯

ક્રવ્યાદનાં સ્થાનક સર્વ જોયાં,
ગિરિગુફા કુંજનિકુંજ શોધ્યાં;
તથાપિ કયાંએ નવ શોધ લાગી,
ભુલાં પડેલાં જનકાત્મજાની. ૯૦

રામ—લક્ષ્મણ ! બાળક શું થાય છે ? ભુલું પડયું હોય, તે તે અત્યાર સુધી જડયા વગર રહે ?

લક્ષ્મણ—( સ્વગત ) મારે આર્યને શો ઉત્તર આપવો ? એ તો આમ દક્ષિણ ભણી ચાલ્યા જાય છે. હું એમને અનુસરું, કિંવા હૃદયમાં ધમધમી રહેલા શોકાનળની ધૂમ જેવી અશ્રુ-

જાળથી ઢંકાઇ જતી દૃષ્ટિએ કરીને વારંવાર ઠોકરો ખાતા એમની આગળ થાઉં.

રામ—લક્ષ્મણ ! જો પેલું શું દેખાય છે ?

લક્ષ્મણ–જોઇ આવું ? ( તે તરફ જાય છે. )

રામ—( એકલા ) દેવિ ! સતિ ! મારા પ્રેમની પરીક્ષા લેવાનું કહેતાં હતાં, તે તો આ નથી ? તે હોય તો હદ થઇ, ક્ષમા કરો. વસુધાત્મજે ! પુત્રીમાં તો બહુધા માતાના ગુણનો ઉદય થવો જોઇએ. પ્રિયે ! તારો પેલો પરિજન પરિહસિત અને સમરકચેષ્ટિત ભર્તાનુરાગ ક્યાં ગયો ?

શાર્દૂલવિક્રીડિત.

કૌશલ્યા વળી હું અને ગુરુજનો, કે'તાં ન તે માનતી,
તેડાં આગ્રહથી ભર્યાં જનકનાં, પાછાં બધાં વાળતી;
આરોપી વરમાળ તે દિવસથી, એકે ક્ષણે સુંદરિ !
મારાથી અળગી રહી નથી કદા, તે આજ તું ક્યાં ગઇ ? ૯૧

લક્ષ્મણ–( દૂર જતાં જટાયુ પ્રત્યે ) કોશલ દેશના મહારાજ દશરથનો કનિષ્ઠ પુત્ર લક્ષ્મણ આપને વંદન કરે છે. આપ કોણ, મહાત્મા ?

જટાયુ—વત્સ ! હું તારા પિતાનો પરમ મિત્ર અને સંપાતિનો કનિષ્ટ બંધુ જટાયુ.

લક્ષ્મણ–તાત ! આપે આર્યા સીતાને દીઠાં ?

જટાયુ—મારાથી વધારે બોલાતું નથી, પણ સાંભળઃ-

અનુષ્ટુપ.

લંકાનો અભિમાની ને રાજા રાત્રિચરો તણો,
મારા આયુ તણી સાથે, સીતાનેય હરી ગયો. ૯૨

લક્ષ્મણ—( રામ નજીક આવી પહોંચ્યાથી ) આર્ય ! જુઓ, સાંભળો.

રામ—( જટાયુએ કહ્યું તે સાંભળવાથી સ્વગત ) અરેરે ! આજ મારે સાંભળવાનું હશે ?

સ્વાગતા.

કીર્તિમાં અચિર જીવન સારું,
ધિક્ક ભ્રષ્ટયશ કંચુક આયુ;
વંશ લાંછન સુણ્યા થકી વારું,
મૃત્યુ વજ્રપતને પણ થાવું. ૯૩

લક્ષ્મણ—તાત ! આ રામચંદ્ર આવ્યા, જુઓ.

રામ—તાત ! હું આપને વંદન કરું છું.

જટાયુ—( બળથી આંખ ઉઘાડી ) તારો જય થાઓ. મને આ પાસેના મોક્ષતીર્થમાં મોકલાવ વત્સ !

રામ—( સખેદ ) લક્ષ્મણ ! તાતને ત્યાં લઈ જા.

લક્ષ્મણ—જેવી આર્યની આજ્ઞા. ( જટાયુને લઇ જાય છે. )

રામ—હા તાત ! જટાયો ! તમે તો કૃતકાર્ય થયા, કારણ કે—

અનુષ્ટુપ.

મિત્રના પુત્રની સ્ત્રીના, રક્ષણાર્થે તજી તમે;
અનિત્ય દેહને લીધી નિત્ય કીર્તિ મહામતે ! ૯૪

લક્ષ્મણ—( પાછો ફરી આવતાં ) આર્ય ! ત્યારે હવે આપણે એ દુષ્ટને શિક્ષા કરવાનેજ જઇશું ને ?

રામ—હા, એણી તરફજ. પંચવટીને દંડક હવે અળખામણાં થયાં, અને

અનુષ્ટુપ.

પુલસ્ત્ય કુળ કેરા એ, રક્તપુર વિના બીજે;
હોલાશે નહિ મારો આ, વૈરાગ્નિ જે વધેલ છે. ૯૫

લક્ષ્મણ—આ અહિંથી હવે-

ઉપજાતિ.

વનાદ્રિ ને નિર્ઝરથી રૂપાળા,
નાના પ્રકાર દ્રુમ પત્રવાળા;
પવિત્ર પુણ્યાશ્રમ શા સમાપ્ત,
થયા જનસ્થાન તણા પ્રદેશ. ૯૬

રામ—હવે મહા ભયંકર વનો આવશે. ભાઇ! બધે સાવધ રહેજે; કારણ આ બધો પ્રદેશ હિંસક પ્રાણીઓ અને શ્વાપદોથી પણ વધારે ક્રૂર રાક્ષસોથી ભરેલો છે.

લક્ષ્મણ—ખરેખર એમજ છે, કારણ કેઃ-

શાર્દૂલવિક્રીડિત.

ગાઢી તામસ ઘોર કોટર વિષે, રોતા દિવાભીતથી,
માંસાહારિ પિશાચ પક્ષિપશુના સંમિશ્ર આવાસથી;
ગંધાતા પશુ માંસ કાજ લડતાં, ગોમાયુ ને ગૃધ્રથી,
લાગે ગર્હ્ય મહા જુગુપ્સિત બધું, આરણ્ય આ દૂરથી. ૯૭

રામ—સામે ઘણું ગાઢ ને ભયંકર વન આવે છે. (વૈદેહીને સંભારી સ્વગત.) હા ભીરુ! તું તો હજીએ એવીને એવીજ બીકણ છે; ત્યારેઃ-

ચંદ્રવત્મ.

તે દિને પ્રકૃતિ શાંત જરઠ ને,
બ્રહ્મમૂર્તિ મુનિ ભાર્ગવ નિરખે;
તુ ભયાર્ત થઇ'તી કુવનયને!
તે રહીશ કયમ રાક્ષસ ભવને? ૯૮

લક્ષ્મણ—વનમાં પણ બહુ વૈચિત્ર્ય હોય છે. જેમ જેમ દક્ષિણમાં

જતા જઇએ છીએ, તેમ તેમ બહુ નવાઇ જેવા દેખાવ દેખાય છે. આ જુઓને સામે:-

ઉપજાતિ.

બાઝે પડે ને ધરણી ધ્રુજાવે,
ઘોષે બધી ગહ્વરને ગજાવે;
વિરૂપ નારી, નર તે કબંધ,
લડે વને આ વળી શું વિચિત્ર ? ૯૯

રામ—રાક્ષસોજ બીજું શું ? જો સાવધ થા. એ બેઉ લડતાં રહી જઇ આપણી સામે આવે છે. ( ચાપ ચઢાવે છે. )

લક્ષ્મણ—રાક્ષસી તો પાછી વળીને નાઠી, ને રાક્ષસે આપના બાણથી ગતપ્રાણ થઈ જમીન પર ઢળી પડયો.

રામ—ઠીક થયું કે થોડેજ પત્યું. ( દિવ્ય પુરુષ પ્રવેશ કરે છે. )

દિવ્યપુરુષ-જય જય ! દેવ ! રાઘવ ! ( એમ કહી ચરણે નમે છે. )

રામ—પધારો.

લક્ષ્મણ—આર્ય ! તમે વળી યાતુધાન સંક્ષોભિત આ વનમાં કોણ છો ?

અનુષ્ટુપ.

શાપથી આ અધોયોનિ, પામેલો ઉપદેવ હું;
મુક્તિ પામી વધે આજ, તેહ હું આર્યને નમું. ૧૦૦

રામ—( સસ્મિત ) અમે બહુજ પ્રસન્ન થયા.

દનુ—( કરજોડી ) દેવ ! મને કંઇ આજ્ઞા ?

લક્ષ્મણ—તમે કંઈ આર્યા સીતા સંબંધી શોધ આપશો ?

દનુ—હા, લંકાનો રાજા રાવણ એમને હરી ગયો છે. એ બળવાન છે, પણ એનું પાપ હવે ભરાઈ ગયું છે. મારી વધારે શક્તિ તો શી હોય, પણ હું એટલીજ નમ્ર સલાહ આપું છું કે,

આપ અહિંથી મતંગાશ્રમ, ત્યાંથી પંપા સરોવર અને ત્યાંથી ઋષ્યમૂક નામના ગિરિપર જાઓ; ત્યાં કિષ્કિંધાના રાજા વાલિનો બંધુ રહે છે, તે તમને એનો વધ કરવાનું કહેશે; અને તેમ થતાં બે લાભ થશે. એક એ કે, રાવણ વાલિનો મિત્ર છે તે મરાયાથી રાવણનો એક પક્ષ તૂટશે, અને બીજું એ કે, ઉપકૃત થયેલો સુગ્રીવ તમને સહાય કરશે.

રામ—ઘણીજ ઉપયોગી સલાહ. વાહ ! રાજનીતિનો તો તમને સારો બોધ હોય એમ લાગે છે.

લક્ષ્મણ—અમે ઉપકૃત થયા.

દનુ—હવે મને આજ્ઞા છે ?

રામ—પધારો. હવે તમે નિર્વિલંબ તમારા લોકમાં જઇ બંધુજનને આનંદ પમાડો. ( દનુ જાય છે )

લક્ષ્મણ—આ ગિરિઘાટ પછી તો હવે રમણીય પ્રદેશ આવતો હશે. મતંગમુનિનો આશ્રમ અને પંપા સરોવર ભણી માર્ગ પણ સારો હશે.

રામ—આ ટેકરા પર ચઢીશું, એટલે એ બધું જણાશે.

લક્ષ્મણ—( આગળ વધી ચઢતાં ) અહો ! આમ પશ્ચિમે તોઃ-

માલિની.

ખળખળખળ વ્હેતાં, નીર કૈં નિર્ઝરોથી,
ગરદન કરી ઉંચી, બોલતા બ્હૌ કલાપિ;
ધ્વનિત થઇ રહેલો, માલ્યવાન્ અદ્રિનાથ,
ધરી ગગન શિરે આ, સ્થિર ઉભો જણાય. ૧૦૧

રામ—ઋષ્યમૂક પણ માલ્યવાન ગિરિશૃંખલાનોજ એક ખંડગિરિ છે. આ બે ગિરિ વચ્ચે આવેલો ખીણનો પ્રદેશ ઘણો રસાળ અને રમણીય છે.

લક્ષ્મણ—મતંગાશ્રમ આમ દૂર દેખાય છે. જુઓને:-

વસંતતિલકા.

યજ્ઞાગ્નિ ધૂમ થકી ધૂસર પત્રવાળાં-
વૃક્ષે, તપસ્વી જનને હરણે હળેલાં;
ટેવાયલાં વળી બલિ ગ્રહણે વિહંગે-
જોતાંજ હોય મુનિઆશ્રમ એમ લાગે. ૧૦૨

રામ—આમ જઇશું તો પહેલુંજ પંપા આવશે.

લક્ષ્મણ—ત્યારે એમજ ચાલોને. સુના મતંગાશ્રમમાં જવાનું શું કારણ છે ?

રામ—પેલાં વૃદ્ધા તાપસી ત્યાં રહે છે તે. (એટલામાં શ્રમણા)

શ્રમણા—(નમન કરીને)

અનુષ્ટુપ.

આર્યની વાટ જોનારી, મતંગાશ્રમ વાસિની;
તાપસી શ્રમણા હું તે, સેવામાં રહી દેવની. ૧૦૩

લક્ષ્મણ—ભલે પધાર્યાં, અમારો અર્થ સર્યો.

રામ—બોલો શી ઇચ્છા છે ?

શ્રમણા—આ પંચ મહાભૂતનો ઉદ્ધાર કરો એજ.

રામ—તેમ થાઓ. (શ્રમણા અંતરીક્ષે ચાલી જાય છે.)

લક્ષ્મણ—હવે ચાલો, આમ પંપા જવાને આ ઢોળાવપર ચઢીએ.

રામ—(સ્વગત) અહો ! લક્ષ્મણ ! બાળક તે બાળકજ. પાછો આ ભૂમિ સૌંદર્યથી બધું ભૂલી ગયો. (પ્રકાશ) હા, ચાલો એણી તરફ.

લક્ષ્મણ—(દૂરથી પંપા જોઇ) અહો ! શો અપૂર્વ દેખાવ !

શાર્દૂલવિક્રીડિત.

ઉડે પદ્મ પરાગ, મંદ ગતિના શ્રીખંડ શૈલાનિલે,
ખેલે ખંજન હંસ સારસ સદા, વિસ્તીર્ણ જેના તટે;
એવું સ્વચ્છ જળે ભર્યું, તરુવરે સર્વત્ર વિંટાયલું,
શ્રી આદર્શ સમાન રમ્ય સર આ, પંપા દિસે દીપતું. ૧૦૪

રામ—( સ્વગત ) અરે આ શું ? રમણીય માત્ર મારા મનને અ-
રમણીય બની રહ્યું છે, ખરેખર;-

વસંતતિલકા.

લાગે વિયોગ મહિ વસ્તુ બધી અકારી,
સંયોગમાં સુખ નિરંતર આપનારી;
આજેજ મેં અનુભવ્યાં થઇ વિપ્રયોગી,
તાતાં શશી કિરણ ચંદન પદ્મ આદિ. ૧૦૫

લક્ષ્મણ- આ પંપા આવ્યું આર્ય ! અહિંજ જરા આરામ લો.

રામ—( ગદ્ગદ થઇ જઇ મનમાં ) અરે ! હું અવિવેકી થઇ ચાલ્યા કરું છું, પણ એમ વિચારતો નથી કેઃ-

અનુષ્ટુપ.

પુરોદ્યાને જતાં એ જે, માતંગે ચઢીને જતો;
સર્વેને લાડકો તે આ, મારે દુઃખે વને પડચો. ૧૦૬

મૃગગર્ભ પર પગ મુકતાં જે રોમાંચ અનુભવતો તે લક્ષ્મણ તારા છતાં તીક્ષ્ણ ધારવાળા કાળા પત્થર પર કેટલું રખડચો, તેનું તને જ્ઞાન નથી ? અરે રામ ! તું આજ કેમ આમ બંધુ-જન પ્રત્યે નિર્દય થઇ ગયો છે ! ( ગળગળા થઇ જાય છે. )

લક્ષ્મણ—અહિં આ શિલાતલ ઉપર બેસો.

રામ—તુંય અહિં મારી પાસે બેસ. ( મનમાં ) અરે ! વજ્રીભૂત થઇ રહેલા હ્રદય ! તને ધિક્કાર છે. સહજ દૃષ્ટિએ લક્ષ્મણનું અને અંતરદૃષ્ટિએ સીતાનું દુઃખ વિચારતાં પણ તું આ દેહમાં ભરાઇ રહ્યું છે. હવે લક્ષ્મણ પાછો પણ વળે નહિ, મારે તો અયોધ્યા જવુંજ નથી, ત્યાં જઇને હું શું કરું અને:-

હરિણી.

" રઘુકુળ તણી, શોભા મારી, ચકોરની ચંદ્રિકા,
જનકતનયા, ક્યાં છે " એવું મને પૂછશે તદા;
કયમ કરી હું તે, નાને મોઢે, અવાચ્ય વૃત્તાંત આ,
ગુરુજન અને કૌશલ્યાને, કહીજ શકીશ હા ! ૧૦૭

લક્ષ્મણ—( સ્વગત ) અરેરે આર્ય પણ:-

અનુષ્ટુપ.

વિયોગ ક્રોધ ને કષ્ટ કેરા સંતાપ અગ્નિને;
રૂંધ્યાથી ધૈર્ય ગાંભીર્યે, લાગે કલાંત મુખશ્રીએ. ૧૦૮

( પ્રકાશ ) આ સામે દેખાય છે એજ ઋષ્યમૂક ગિરિ હશે. ત્ય પેલા મહાત્માઓનો સમાગમ થશે.

રામ—ચાલો, હવે આપણે ત્યાંજ જઇએ છીએ. એ સજ્જનોના સંગથી આપણો દુઃખભાર ઓછો થશે.

લક્ષ્મણ—પેલું પતાકા જેવું શું દેખાય છે ? એમની ભૂમિ મર્યાદાસૂચક ચિહ્ન હશે !

રામ—એમે હોય, ચાલો. ( પરિક્રમણ કરી આગળ વધે છે. )

લક્ષ્મણ—( પાસે જઇ ) વલ્કલ જેવું તો કંઈક છે.

રામ—( જોઇને ) આ તો એનું ઉતરીય લક્ષ્મણ ! ( ખેદથી હાથમાં લઈ )

અનુષ્ટુપ.

જેનાથી તું હતું વ્હાલું, તે વ્હાલીના વિયોગમાં;
ક્ષતે ક્ષાર સમુ થૈ તું, આવે છે કયમ દૃષ્ટિમાં. ૧૦૯

લક્ષ્મણ—( આશ્ચર્યથી ) પડી ગયું હશે કે મારાં ભાભીએ જાણી જોઇને નાખી દીધું હશે?

રામ—( મનમાં ) વાહ ! વિદેહનંદિનિ ! વાહ ! તમારીજ ધીરજને અને તમનેજ ધન્ય છે, કારણ કેઃ—

શાર્દૂલવિક્રીડિત.

કૈકૈયે થઇ ધૃષ્ટ વલ્કલ ધર્યા, ધૈર્યે ધર્યા તોય તેં,
દુર્ધર્ષ્યા હઠ વારણાર્થ વચનો, સાંખ્યાં કહ્યાં મેંય તે;
નાના દુઃખ સહ્યાં વળી વનવિષે, ખાધે પિધે ને વસે,
તોએ તેં નથી ઓછું આણ્યું મનમાં, ધીરી તને ધન્ય છે! ૧૧૦

લક્ષ્મણ—આ સામે કોઈ પાંચ પુરુષ આવે છે.

રામ—અહો ! ધીર ગંભીર આકૃતિથી તેઓ મહા પુરુષ જેવા લાગે છે.

લક્ષ્મણ—એજ એ હરીશ સુગ્રીવના પ્રધાનો હશે.

હનુમાન—( પાસે આવી ) જય જય ! ( સર્વે અન્યોન્ય નમે છે )

લક્ષ્મણ—તમારામાં આ વૃદ્ધ કોણ? મહારાજ સુગ્રીવના સચીવ.

નીલ—હા, આ એ વૃદ્ધ ઋક્ષરાજ જાંબવાન.

રામ—તમારા સમાગમથી અમને બહુ આનંદ થયો.

લક્ષ્મણ—આ મારા વડીલ બંધુ અયોધ્યાધીશ રામચંદ્ર અને હું એમનો કનિષ્ઠ બંધુ લક્ષ્મણ.

જાંબવાન—દેવ રાઘવ ! હવેજ મારી કુંઠિત રાજનીતિનું સાર્થક થશે. લંકેશને દંડ દેવાનો હવેજ મોકો મળશે.

નળ—એમને હાથે મહારાજ સુગ્રીવનું પણ શ્રેય થશેને.

લક્ષ્મણ—મહારાજ પોતે ક્યાં છે ? અમે તો સંગમેચ્છુ છીએ, પણ એમને અમારો સંગ પાલવશે ?

જાંબવાન—ઉભયની અપેક્ષાએજ સંગ સુખદાયી થાય.

હનુમાન—જુઓને-

શાર્દૂલવિક્રીડિત.

છે સુગ્રીવ કપીશને તમ સમા, કાંક્ષા મહાવીરની,
છે સેના બળની અવશ્ય તમને, આજે અપેક્ષા ઘણી;
અન્યોન્ય પ્રતિકાર્ય ઉત્સુક તણા, આવા સુસંબંધથી,
થાશે કાર્ય યથાર્થ અર્થ સરશે, બન્ને તણા સ્હેલથી. ૧૧૧

લક્ષ્મણ—સત્ય છે.

હનુમાન—ચાલો ત્યારે હવે આમ આ માર્ગે મહારાજ પાસે.

( સર્વે જાય છે. )

## અંક ૫ મો.

( બે વાનર પ્રવેશ કરે છે. )

જયકેશી—સખા શ્યામમુખ ! અંતે વાલિએ પડ્યો.

શ્યામમુખ—ત્યારે શું એ અમર રહેવાનો હતો ? મિત્ર ! એ તો જોને-

અનુષ્ટુપ.

સૃષ્ટિના નિયમે બાંધ્યાં, સર્વને ઉદયાસ્ત છે;
માટે ઉદયમાં ગર્વી, મત્ત થાવું અયોગ્ય છે. ૧૧૨

જયકેશી—સત્ય છે કે, બલૈશ્વર્યનો ગર્વ કરવો નહિ. અનર્થનો પરિણામ સારો આવતો નથી.

શ્યામમુખ—ના, આ તો પરિણામે સારો આવ્યો. ઉલટી અને સુલટી ઉભય રીતે, ઉભયને શ્રેયસ્કર થતાં મહાત્માઓનાં આવાં કાર્યને ધન્ય છે. જગત એમનાં સચ્ચરિત ગાય છે, તે ખોટું નહિ તો ?

જયકેશી—નહિસ્તો. અહો

અનુષ્ટુપ.

મોક્ષથી વાલિ કેરું ને, રાજ્યથી રવિપુત્રનું;
ધન્ય છે તમને રામ! કીધું કલ્યાણ બેઉનું. ૧૧૩

શ્યામમુખ—પરશુરામ સામે ક્ષત્રિયોનો રંગ રાખી એમણે કોનું કલ્યાણ નથી કર્યું ?

જયકેશી—મિત્ર ! આપણું તો એમણે બહુજ પ્રિય કર્યું. એ મહાત્માઓના સંગ પછી આપણે સુખી થયા, નહિ તો આજ સુધી—

વસંતતિલકા.

આવા ગુફા તરુ લતામહિ દુઃખ રહેતા,
ગાઢાં વને થઇ ચતુષ્પદ મિત્ર રે'તા;
વાયે ઉડી રજ થકી ભયભીત થાતા,
થાતી ન શાંતિ ભયથી કદી વાલિકેરા. ૧૧૪

શ્યામમુખ—ખરે વાલિનો બહુજ ત્રાસ હતો. આમના આગળ એનું કંઇ ચાલ્યું નહિ, અને ન ચાલે, એમાંય આશ્ચર્ય નથી. બહુ બહુ બળિયા જોયા, પરંતુ આ બે ક્ષત્રિય કુમારોથી તો અવધિઃ—અહો ! શું એમનું બળ ! દેખાય છે તો બાળક કિંતુ—

શાર્દૂલવિક્રીડિત.

કંપાવે કલધૌત શૃંગ ગિરિને, ટંકારવે ચાપના,
તે વિંધે ત્રણ ચાર તાલ તરુને તેમાં પછી શી મણા ?
વીરાદ્ભુત રસો સમા રઘુકુળે ક્ષાત્ર પ્રતિષ્ઠા તણા,
આજે છે જનમ્યા ખરે ક્ષિતિ વિષે, સંસ્થાપનાર્થેજ આ. ૧૧૫

જયકેશી—ત્યારે શું વાલિ બળવાન ન હતો ?

શ્યામમુખ—એમ કેમ કહેવાય ?

શિખરિણી.

થતા સુધી સંધ્યા, ઝડપ ધરી કક્ષાંત સહસા,
ઉતાર્યો'તો જેણે, દશમુખતણો ગર્વ મહિમા;

બલી એવો વાલિ કપિકુળ વિનેતાંગદ પિતા,
નહોતો જે તે કૈં, વિભુધનૃપનો પુત્ર પણ આ. ૧૧૬

જયકેશી—ઠીક, તમે આમ ક્યાંથી આવો છો ? કિષ્કિંધા ગયા હતા કે નહિ ?

શ્યામમુખ—હા, ઘણાં વર્ષથી વનમાં ફરતા હતા, તે આજ વાલિ પડ્યો, કે તરતજ હું તો જન્મભૂમિ નગર જોવા ગયો હતો. કંઈ નવાજુની નથી.

જયકેશી—વાલિવધના સમાચાર મળતાં બધું ઝાંખું તો પડ્યું હશે.

શ્યામમુખ—હા, એમાં શું કહેવું ?

શાર્દૂલવિક્રીડિત.

વિદ્યુત્પાત સમા સુણી અશુભ એ, મારા સમાચારને,
તારા નાજુક કેળની સમ સખા ! ભાગી પડી ભૂતળે;
ને નૌકા અફળાઇ જેમ ખડકે વેગે ડુબે સાગરે,
કિષ્કિંધા પણ તેમ શોક નિધિમાં બુડી ગઇ તે સમે. ૧૧૭

જયકેશી—અને દીનજન તો ફડફડી ગયાં હશે.

શ્યામમુખ—એમજ થયું હતું, પરંતુ થોડીજ વારમાં સુગ્રીવે આવી સૌને આશ્વાસન આપ્યું.

જયકેશી—એમજ થયું કહોની કે-એક ગયો ને બીજો આવ્યો.

શ્યામમુખ—હા, એમજ-

ઉપજાતિ.

સૂર્યાસ્ત કેરો જયમ અંધકાર,
મટાડતો મોદવતો ત્રિલોક;
ઉગે શશી તેમજ વાલિ કેડે,
સુગ્રીવ આવ્યા પુરમાં પછી એ. ૧૧૮

જયકેશી—એ રૂમાદેવીને મળ્યા ?

શ્યામમુખ—લોકને આશ્વાસન આપી સત્વર પાછા ગયા. શ્રીરામની આજ્ઞા વગર રાજમહેલમાં ગયા નથી.

જયકેશી—ત્યારે તારાદેવી ક્યાં છે ?

શ્યામમુખ—અંગદને આગળ કરી શોકથી તપ્ત થયેલાં એ તો પતિનું મુખ જોવા અને રામને અંગદ સોંપવા નિકળ્યાં ત્યારે હું બીજે માર્ગે આમ આવ્યો.

જયકેશી—ચાલો ત્યારે આપણે પણ ત્યાં જઇએ. જોઇએ શું થાય છે ?

શ્યામમુખ—હા, ચાલો એટલા માટેજ હું ઉતાવળો ઉતાવળો પાછો ફરી આવ્યો છું, ચાલો. ( બેઉ જાય છે. )

( રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને પ્રધાનો વગેરે. )

લક્ષ્મણ—( પડદો ઉઘડતાંજ હર્ષથી વાલિના શબ ભણી જોઇ )

અનુષ્ટુપ.

રામસુ યુદ્ધ માંડીને, કરી પ્રૌઢ પરાક્રમ;
ધન્ય છે ઇન્દ્રના પુત્ર! સુવું તારું રણાંગણ. ૧૧૯

જાંબવાન—એમજ છે. એમના વિક્રમને સર્વથા ધન્યવાદજ ઘટે છે.

( એટલામાં તારા પ્રવેશ કરે છે. )

તારા—( શબ પાસે જઈ બેસતાં )

વૈતાલીય.

રણકોવિદ જીવિતેશ હા! પ્રિય આ, આપ સનાથ ભૂમિએ;
કયમ નાથ અનાથવત્ તમે, થઇ સુતા રડતી મુકી મને? ૧૨૦

રામ—( તારાને )

અનુષ્ટુપ.

વીરમાતા સતી તારે! મા તું શોક કરે હવે;
અશોચ્ય વીર છે એ તો, જીત્યો વીર સ્વયંવરે. ૧૨૧

તારા—( રામ પ્રતિ )

**વૈતાલીય.**

**મમ વલ્લભ અપ્સરા તણે, નયને ના લલચાય એટલે**
**મુજને પણ એક એ શરે, કરવી મુક્ત ઘટે રઘૂત્તમે. ૧૨૨**

**લક્ષ્મણ—નિર્દોષ ઉપર રઘુઓનાં શસ્ત્ર ચાલતાં નથી.**

**તારા—( ઉંચું જોઈ) ત્યારે આમને કોણે હણ્યા ?**

**લક્ષ્મણ—રઘુઓએ પરંતુ–**

**અનુષ્ટુપ.**

બંધુ ભાર્યાભિગામિત્વે, અધર્મે ધર્મ રક્ષવા;
હણી નિષ્પાપ કીધેલો, યોગ્ય એ નથી શોચવા. ૧૨૩

જાંબવાન—શાંત પડો, છાનાં રહો અને મનને સ્થિર કરો. તમે ગાદીનાં રાણી છો; પછી કોને રડો છો ?

નળનીલ—વૃદ્ધ પ્રધાન ઠીક કહે છે દેવિ ! ગયાનો શોક શો ? સૌને વહેલું મોડું જવાનું છે.

તારા—લો ત્યારે આ બાળકને રામચંદ્રને ખોળે બેસાડો એટલે સહગમન કરી નિર્વિલંબ હું એમને જઇ મળું.

હનુમાન—એમ નથી મળાતું દેવિ ! કારણ કેઃ–

**અનુષ્ટુપ.**

કર્માનુસાર માર્ગે છે, જવાનું સર્વ જીવને;
અને કર્મો નથી હોતાં, સર્વનાં સરખાં શુભે ! ૧૨૪

જાંબવાન—હનુમાન કહે છે તે શાસ્ત્રસિદ્ધ વાત છે. વળી ધર્મધુરંધર શ્રીરામચંદ્રજી આજ્ઞા કરે છે કે તમે નિષ્પાપ સતી છો અને ગાદીનાં રાણી છો, માટે સુગ્રીવના વૈભવને શોભાવો. ચાલો અમારી સાથે અને આપણે સર્વે પૌરજનને આશ્વાસન આપીએ.

તારા—( ધીરેથી ) સતીના પતિની આજ્ઞા હું મસ્તક ઉપર ચઢાવું છું.

રામ—તમારે માટે ધર્મ એવોજ છે, અને રઘુઓ અધર્મનો ઉપદેશ કરતા નથી.

લક્ષ્મણ—સુગ્રીવજી ! જેના મસ્તક ઉપર શ્રીરામચંદ્રે કર મુકયો છે એવા આ ભાગ્યશાળી તમારા યુવરાજ, દેવી તારા, અને તમે શોકથી ગદ્દગદ થઇ ગયેલી પ્રજાને નગરમાં જઇ આશ્વાસન આપો.

રામ—સુગ્રીવ ! જાઓ સખા ! એમ કરો.

સુગ્રીવ—આ ઘનસમયમાં પાણી અને પર્વતની શરદ હવામાં આપ ઝુંપડે રહો અને હું નગરમાં જઇને રહું તે કેમ શોભે ?

રામ—શોભશે, શોભશે. તમે રાજા છો, અને અમે દેશવટો દેવાયેલા પથિકો છીએ.

સુગ્રીવ—મારી પ્રાર્થના માન્ય રાખો તો સારુ ( વિનય કરે છે. )

રામ—( તેના બે હાથ પોતાના હાથમાં લઇ ) અધિક આગ્રહ ન કરો, વિચાર કરોને કેઃ-

ગીતિ.

વેષ વિવાસનનો લઇ, સુખ વૈભવનો કરી સહુ ત્યાગ;
નંદિગ્રામ રહ્યો છે, ભરત અને હું કરું શું પુરવાસ ? ૧૨૫

જાંબવાન—આ મેઘકાળનો પ્રારંભ થઇ ગયો છે એટલે અમને બહુ લાગે છે.

લક્ષ્મણ—આવા તો કેટલાય મેઘકાળ અમારા વનલીલા જોવામાં ગયા. જો જો આર્ય ! સીતાની શોધમાં આલસ્ય ન થાય.

હનુમાન—આપ તેની ચિંતા કરશો માં.

રામ—જાઓ ત્યારે, અમે પણ હવે આમ ઋષ્યમૂક ઉપર જઇએ-

સુગ્રીવ—ઉઠો યુવરાજ ! ( સુગ્રીવાદિ ગયા પછી )

રામ—લક્ષ્મણ ! ચાલ આપણે પણ જલાસાર પહેલાં ઉપર ચઢી જઇએ.

લક્ષ્મણ—ચાલો, દૂર નથી તો. આ એક ગઢ ચઢી ઉતરવાનો છે. સુગ્રીવે ત્યાં ઉટજ નંખાવ્યાં છે, હું જોઈ આવ્યો છું. સ્થાન બહુ રમણીય છે.

રામ—( ચઢતાં ઝીણા મેઘને જોઈ સીતાને સ્મરી સ્વગત. )

શાર્દૂલવિક્રીડિત.

છુટો કેશ કલાપ કે મલિન આ, આષાઢનાં અભ્ર છે ?
મુક્તાજાળ સમાન અશ્રુ અથવા ઝીણો જલાસાર છે ?
આંખોના ચમકાર કે વિજળિના, નિઃશ્વાસ કે ગર્જના,
આ તે છે વિરહી પ્રિયા વ્રતતણા, વ્યાપાર વા મેઘના ? ૧૨૬

લક્ષ્મણ—આ સામેના ઉતરતા ઢોળાવનો દેખાવ કેવો નેત્રહારી છે ? અહો રમણીયતા !

શાર્દૂલવિક્રીડિત.

લીસી નીલમ નીલ લીલભર આ, નાની શિલાઓ બધી,
મુક્તા નિર્મળ નીરના ઉતરતા માર્ગે ઝરાના પડી;
ભર્તા ભોગ્ય અભોગ્ય રૂપ રૂષિતા જાણે મયૂરી મળી,
ગ્રીવા રંગ ઉતારવા જળ વિષે બેઠી શકે હોયની ? ૧૨૭

રામ—આ આપણાં ઉટજો કે ?

લક્ષ્મણ—આ નિર્ઝરના તીર ઉપરનાં આપણાં અને પેલાં બાલખિલ્ય નામના તાપસોનાં છે.

રામ—ખરેખર, રમણીય સ્થાન શોધી કાઢયું છે હો. ( સ્વગત )

વસંતતિલકા.

લીલી વનસ્પતિ, નવાં સરથી સુહાતી,
એકાંત દુર્દિન કરી દઇ આપનારી;

વર્ષા પ્રવર્ષણુ વિષે કયમ રે ગળાશે,
તારાં વિલાસન વિના મિથિલેશ બાલે ! ૧૨૮

લક્ષ્મણ—આપ અહિં બિરાજો, હું પેલા ઋષિઓ પાસેથી અગ્નિ લઇ આવું.

રામ—વારૂ જા. ( એકલા ) સુગ્રીવે સારાં ઉટજો નંખાવ્યાં છે. ( સાથરા પર બેસતાં ) આવે સાથરે સુતાં ચિત્રકૂટ ઉપર જ્યારે એ રામાંચ અનુભવતી, અને હું કહેતા કેઃ–અયોધ્યા રહ્યાં હોત તો આમ થાત ? ત્યારે–અહો ! પ્રિયવાદિનિ મીઠડી તું તો–

દોધકવૃત્ત.

" કોમળ મંચ પલંગથી સારી,
ઘાસ તણી તમ પાસ પથારી; "
એવું કહેતી ગળે કર ઘાલી,
તે વચનો વિસરે નહિ વ્હાલી. ૧૨૯

અયિ પ્રિયે ! તારા ગુણુ, વચન, અને કર્મ તો મને અડાં ને અવળાં સાલે છે. તારી મારા પ્રત્યેની પ્રીતિ ! અહો ! તે દહાડે–

વસંતતિલકા.

દેશાટને પ્રથમ ભૂશયને સુતેલા,
ભાળી શરીર પરની તૃણુ ભાત મારા;
ગાળ્યો હતો દિવસ અશ્રુ ભરેલ આંખે,
તે શે ભુલાય કરુણાર્ણવમૂર્તિ તું તે ? ૧૨૦

એના ગુણુ કીર્તને શું કરું ? દૈવે એવો બનાવ બનાવ્યો કે મારાથી કોઇને વાતે થાય નહિ. અરેરે ! મારે માટે તો જાણે કંઇ નહિ, પરંતુ ગુરુજનને આ (હરણુ) કેટલું લજ્જાસ્પદ છે.

ગીતિ.

'સીતાહરણ થયું છે,' મુનિજન મુખથી સુણી સુણી એવું;
અર્ધેન્દ્રાસન બેઠા, હાય ! તાતને થતું હશે કેવું ? ૧૩૧

અરેરે ! એક્કે કાર્ય ન થયું ? એમજ થયું તો– [ વિમાસતા ]

શાર્દૂલવિક્રીડિત.

પાળેલી રઘુઓ તણી સ્વશિશુની પેઠે પ્રજા તે તણું,
ઇર્ષ્યા યોગ્ય મહેન્દ્રને, સુવિમલા ઐક્ષ્વાકુની કીર્તિનું;
ભાર્યાનું વનમાં હઠાધીન થઇ લાવ્યા પછી શત્રુથી,
રેરે રક્ષણ ના થયું અબલ હા ! નિર્વીર્ય હું રામથી. ૧૩૨

લક્ષ્મણ—( પ્રવેશ કરી ) દેવ ! આ અગ્નિ અને આ ફલાદિ.

રામ—( વિચારમાંથી પ્રબુદ્ધ થતાં ) આવ્યો ભાઇ ?

લક્ષ્મણ—હા, હવે શી આજ્ઞા છે ?

રામ—બાપુ ! હવે તું નિશ્ચિંત થઈ રહે.

લક્ષ્મણ—( પર્ણકુટીના આંગણામાં આવી ) પૂટપાક જેવો આમનો શોક મને બહુજ ચિંતાકુલ રાખે છે, તેમાં પણ આ ઘન સમય તો એમને બહુજ સંતાપે છે.

શિખરિણી.

વહે ધીરો ધીરો, પવન ઘન ગંભીર ગરજે,
ઝીણી ને ઐશાની, ચપળ ચપલા મંદ ચમકે;
મયૂરો ને પંખી, મૃદુ મધુર કેકારવ કરે,
સ્મરી ત્યારે સીતા, રઘુપતિ છુપાં અશ્રુ ખરવે. ૧૩૩

એમને શોકથી વારવા, એ મને શોભે તેમ નથી, અને હું પાસે હોઉં છું ત્યારે તો કામ જેટલી વાત કરી–

અનુષ્ટુપ.

બારેલા અગ્નિની પેઠે, ભરેલા હૃદયે સદા;
ધીર ગંભીર ને મૌન, રહે છે ખિન્ન લાગતા. ૧૩૪

હશે, જે થાય તે ખરું. મને નચિંત થઈ રહેવાનું કહે છે
પરંતુ, અરેરે નચિંત તે કેમ રહેવાયઃ—

ગીતિ.

છળ કરી છાનેમાને, પુંઠની પાછળ કરેલ છે ઘાવ;
રક્ત વિના તે રિપુના, ભડભડ બળતું સમે ન મનદાવ. ૧૩૫

પરંતુ આમ કરતાં કરતાં કદી સુગ્રીવના સામંતો દેવીની ભાળ
લઇ આવે તો પછી કંઇ ચિંતા નથી, કારણ કેઃ—

અનુષ્ટુપ.

વજ્રની વાડમાં હોશે, રોકેલા તોય લાવશું;
અમારાં બાણુને આખા વિશ્વમાં નથી ગમ્ય શું? ૧૩૬

હા, હા, એમજ. ક્રોધ આવે એટલે થયું. ત્યાર સોરું કોઇક
આવશે તો? (પોતાની પર્ણકુટીમાં જાય છે.)

રામ—(એકલા) લક્ષ્મણ મણી ચિંતા રાખે છે. એને એ વિસરતી
નથી. ન જ વિસરે તો? મોટાં ભાભી થઇ અયોધ્યા
આવ્યા પછી એણે એને થોડાં લાડ લડાવ્યાં છે? અને હું
ભૂલતો ન હોઉં તો, એ કોને પ્રિય ન હતી? અરે સોજ્જી
સલુણી વહાલીઃ—

શિખરિણી.

વિદેશી વા દેશી સ્વજન જન વા રાજજનને,
સુમિત્રા કૌશલ્યા ભરત જનિતા કે જનકને;

વળી નાનાં મોટાં, પરિજન તથા પૌર જનને,
ગુણે તારે તું તો, પ્રિય બહુ હતી મંજુવચને! ૧૩૭

રાત દિવસ એનીએ યાદ આવે છે, ત્યારે એમ તો ખરુંજને કેઃ-

અનુષ્ટુપ.

ઉંઘતાં મૂર્તિ એના ને, વાર્તા એનીજ જાગતાં-
થાય ને જાય છે કાળ, પાપે સદ્દભાગ્ય એટલાં. ૧૩૮

વાનર—(પ્રવેશ કરી) આ કંઇક મને પર્વતાવલીમાંથી જડ્યું છે દેવ

રામ—લક્ષ્મણ! અહિં આવ, જો આ શું લાવ્યો છે?

લક્ષ્મણ—(જોઇને) આ તો મારાં ભાભીનાં ઝાંઝર!

રામ—એનાંજ છે, એમ તેં કેમ જાણ્યું?

લક્ષ્મણ—પાદવંદનના પરિચયે એ તો હું સારી પેઠે ઓળખું છું.

રામ—(સ્વગત) અહો! એનાં એજ આ ઝાંઝર! ખરેખર કાળજ હર્ષશોકનું કારણ છે;-

અનુષ્ટુપ.

નાભીની આવીને ઊર્મિ, આનંદે રેલતી બધે;
જેના ઝંકારથી પૂર્વે, તે આજે ચીતડું ચીરે. ૧૩૯

લક્ષ્મણ—(વાનરને) જાઓ તમારાં મહારાણીને આપો.

(વાનર જાય છે)

રામ—મને લાગે છે કે હનુમાન સાથેજ આ વાનર પણ અહિંથી બારોબાર શોધ માટે ગયો હતો.

લક્ષ્મણ—તેમાંજ એને ઝાંઝર જડ્યાં. ત્યારે પેલા પણ હવે આવવા જોઇએ. (બારણા તરફ જોઇ) અહો! સંભારતાંવાંત સુગ્રીવજી પધાર્યાને! (ઉઠે છે)

રામ—એમને આસન આપો.

સુગ્રીવ—(અંદર આવી) જય જય દેવ રાઘવ !

રામ—બિરાજો.

લક્ષ્મણ—તમારા સામંતો હવે આવવા જોઇએ.

સુગ્રીવ—એવો સંભવ છે.

લક્ષ્મણ—લંકા ગયા છે, એ સ્થાન શંકા કરાવે એવું છે.

સુગ્રીવ—શંકાનો તો અવકાશજ નથી. એ તો–

શાર્દૂલવિક્રીડિત.

આદ્વીપાન્તર જોઇ ભૂમિ સઘળી, સાતેય ગોત્રાચલો
જોશે સાત સમુદ્ર પાર લઇને આતાલ પાતાલનો;
શોધી લોક સમસ્તને અચિર એ, એ ભાળ લાવ્યા ગણો,
શંકા આણી ધરી કશો વસવસો, લેશે ચિંતા કરો. ૧૪૦

લક્ષ્મણ—હનુમાન હોય ત્યાં શંકાવકાશ તો હોયજ નહિ.

રામ—એની શકિત ને ભકિત અપૂર્વ છે।

લક્ષ્મણ—તોપણ સ્થાન દુસ્તરને ?

સુગ્રીવ—હા,

અનુષ્ટુપ.

સમુદ્ર પરિખા વાળી, દુર્ધર્ષ પુરી ને વળી;
અજય્ય દેવથી મોટા, શત્રુઓ છે પરાક્રમી. ૧૪૧

રામ—સત્ય છે. અજય્ય જેવા તો ખરા. [ સ્વાગત ]

અનુષ્ટુપ.

બાળબંધુ સહાયે ને, રિંછ વાનરના બલે;
અબ્ધિ ઉલ્લંઘીને જાવું, કેવો વ્યત્યય છે અરે ! ૧૪૨

લક્ષ્મણ—લંકા જવાને અને રાવણ જિતવાને સારાં સાધન જોઈએ હો સુગ્રીવજી.

સુગ્રીવ—સાધનની કંઈ જરૂર નથી. સત્વ જોઈએ.

અનુષ્ટુપ.

નથી સિદ્ધિ થતી સૈન્યે, નથી થાતી સહાયથી;
સિદ્ધ છે સિદ્ધિ પોતાના થાય છે માત્ર સત્વથી. ૧૪૭

દધિમુખ—( વાનર પ્રવેશ કરી ) મહારાજ ! હનુમાને રાજવન વણસાડયું.

લક્ષ્મણ—શું હનુમાન આવ્યા ?

દધિમુખ—આવ્યા ને રાજવાટિકામાં ખૂબ ધિંગાણું કર્યું !

સુગ્રીવ– ( હર્ષથી ) ત્યારે તો જરૂર શોધ લાવ્યા હશે.

( હુકાહુક કરતા વાનરો આવે છે. )

ઋષભ—( વંદન કરીને ) દેવ ! શોધ લાવ્યા.

સુગ્રીવ—તમારું ચાપલ્યજ તમારો સફળ પ્રવાસ સૂચવે છે, પણ હવે યથાર્થ વાર્તા કહો ?

ઋષભ—હનુમાને સાગર ઉલ્લંઘ્યો, શોધ લઈ આવ્યા, વિભીષણની મુલાકાત લીધી, અક્ષયકુમારનો ક્ષય કર્યો, ને સૌ અહિં આવ્યા.

લક્ષ્મણ—પેલી મુદ્રિકા પહોંચાડી ?

ઋષભ—હા, તે માતાજીને આપી, ને તેમણે સામો ચૂડામણિ આપ્યો, તે હનુમાન પાસે છે.

સુગ્રીવ—પવનકુમાર ! તને ધન્ય છે.

હનુમાન—એમાં મને શું છે ! સ્વામીનો પ્રતાપ, એજ સેવકનું પરાક્રમ !

ઋષભ—અમે લંકાને લાય લગાડી આવ્યા છીએ.

હનુમાન—એમાંએ અમે તો નિમિત્તમાત્ર છીએ, નહિ તોઃ-

શિખરિણી.

નિસાસે સીતાને પ્રિય વિરહ આતમ મનનાં,
પ્રતાપે વા કોપે, પ્રખરતર સૂર્યાન્વય તણા;
બળ્યું વા હો શાપે, ઋષિ સુજનના નિત્ય દમને,
અમે ક્યાં બાળ્યું છે! સબળ રિપુના રાજપુરને. ૧૪૪

રામ—સખા! આંજનેય! મને આલિંગન આપ. (હાથ પ્રસારે છે.)

હનુમાન—(દંડવત્ નમી) દેવ! આ મહાદેવીનો ચૂડામણિ.

રામ—(હનુમાનને માથે હાથ મૂકી, મણિ તરફ જોઇ)

અનુષ્ટુપ.

વિયોગ દુઃખની એના, મેલી ઘેલી સ્થિતિ બધી;
મણિ પ્રત્યક્ષ દેખાડે, અહો શી કાળની ગતિ? ૧૪૫

લક્ષ્મણ—આર્યાએ મને કંઇ કહાવ્યું છે કે?

હનુમાન—હા, કહેતાં હતાં કેઃ-

શિખરિણી.

"રખે મારાં ભાભી, પ્રણયકુપિતા સારિકાની
સુણી તીણી ચીસો, ભય ભવનમાં જાય પામી."
વિચારે એવા જે, સતત વસતા સંભ્રમ વિષે,
થયા આજે આવા, કઠિન કયમ સૌમિત્રિ પણ તે. ૧૪૬

સુગ્રીવ—(હસીને) તમને તો બહુ કહાવ્યું?

રામ—(સ્વગત) દેવિ વાગ્વિદગ્ધે! આમાં તો તેં મારી ઉપરજ
કટાક્ષ કર્યો લાગે છે, ખરેખર હું નિર્દય છું, નહિ તોઃ-

હરિણી.

ગઇ અનુપમા, ગાદી આવ્યો, વિવાસન વાસ, ને
તરત નિપજ્યું, તેમાં પાછું પિતાતણું મૃત્યુએ;
ઉગ્રુપ વિધિએ, તારા તેમાં પુરી હરણે, તથા
કુલિશ કઠિના, છાતી મારી દ્વિધા થઇ તોય ના ! ૧૪૭

લક્ષ્મણ—હવે ત્યારે તો સજ્જ થાઓ, એજ બીજું શું ?

સુગ્રીવ—વીર પુરુષોને સજ્જ થવાનું શું ! સૌ સજ્જ છે. હવે પન સમય પુરો થવા આવ્યો છે.

ઋષભ—હાસ્તો, આ જુઓને-

પુષ્પિતાગ્રા.

વૃષિગણ કૃષકાદિ ચાતકો, ને
મુદિત કરી વળી હંસ સારસોને;
લઇ રહી ધરિણી નિહાળી લ્હાવો,
સલિલધરે પણ આ હવે વિરામ્યો. ૧૪૮

સુગ્રીવ—ચાલો, હવે આવા ને આવાજ ઉત્સાહે સજ્જ થાઓ વીરાઓ !

હનુમાન—( ગર્જના કરી ) સજ્જજ છીએ. (કુદીને બહાર નીકળે છે)

સુગ્રીવ—ચાલો, જાંબવાન !

( વંદન કરી સૌ જાય છે. )

## અંક ૬ ઠ્ઠો.

( ત્રિકૂટાચળની ઉંડી કંદરામાં સમિધ લેતો મુનિકુમાર. )

મુનિકુમાર—( વેણુ કરંડકમાં સમિધ મુકી ઉંચું જોઇ ) ઓહો! મને અહિં ફરતાં ને સમિધ લેતાં બહુ સમય થઇ ગયો. રામ રાવણનું આજ અંતિમ યુદ્ધ છે, અને તે જોવા માટે દેવલોકનાં વિમાનોથી નભોમંડળ સંકીર્ણ થઇ ગયું લાગે છે. ખરેખર ઉંડાણમાંથી જોતાં મજેનું મંગળમય દૃશ્ય દૃષ્ટિએ પડે છે:—

વસંતતિલકા.

દેવાંગના કરતી જે થકી પુષ્પવૃષ્ટિ-
એવી પ્રસન્ન સુર ને મુનિથી ભરેલી;
શોભે અહો શી નભ તોરણ સાજયંતી,
શૃંગોપશૃંગ અનુબદ્ધ વિમાન પંક્તિ. ૧૪૯

રાક્ષસ—( બાજુમાંથી બહાર પડી ) ભગવન ! આપ કોણ છો તે.

મુનિકુમાર—( રૂપે ભયંકર પણ વચને સૌમ્ય-વિનયી લાગતા રાક્ષસ સામું જોઇ ). દૂરજ ઉભો રહેજે. વિવેકી વાણીએ હું છેતરાઇશ નહિ. શંકરે જેમ કામને બાળ્યો હતો તેમ એક ક્ષણમાં ક્રોધદૃષ્ટિએ તને બાળીને ભસ્મ કરી નાખીશ.

રાક્ષસ—( દૂર ઉભો ઉભો હાથ જોડીને ) ભગવન ! તપોબળ અને બાહુબળથી નહિ અજ્ઞાત એવો હું તો વિભીષણનો સેવક સહધર્મે ભક્ત છું. આપે કૃપાદષ્ટિએ જોવા જોગ છું. ( નીચો નમી પ્રણામ કરે છે. )

મુનિકુમાર—શીલ અને ક્ષમા એ તો ત્યારે અમ તપસ્વીઓનો ધર્મજ છે. હું એક મુનિકુમાર–બ્રહ્મચારી ગુરુની સેવામાં રહેલો છું અને તેમને માટે સમિધાદિક લેવા આ ખીણોમાં ઉતર્યો છું. બોલ તારે કંઇ બીજું કામ છે અથવા કંઇ પુછવું છે !

રાક્ષસ—( હાથ જોડી વિનયથી ) રામને શરણે ગયેલા મારા સ્વામી વિભીષણની આપ કંઇ ભાળ આપશો ?

મુનિકુમાર—એ તો રામની સાથેજ રહેલા છે અને એમની સલાહ પ્રમાણેજ યુદ્ધ ચાલી રહ્યું છે. તમને ખબર નથી શું !

રાક્ષસ—રાવણે અમારા સ્વામીનો ત્યાગ કર્યો અને એ લંકા છોડીને ચાલી ગયા તે પછી અમે પણ એના ભયથી નગર છોડી દીધું. કેટલોય વખત થયાં રાવણના ચારોથી લપાતા છુપાતા અમે આ ડુંગરાળમાં અહિં તહિં ભટકીએ છીએ એટલે શું જાણીએ ? ક્યારનું યુદ્ધ ચાલે છે ? ભગવન !

મુનિકુમાર—ક્યારનું શું ! યુદ્ધ તો થઇ ગયું; અને હવે જે સમય જાય છે. તે તો રાવણપતનની ઘડીઓ ગણાવતોજ જાય છે.

રાક્ષસ—કુંભકર્ણ, રાવણના પુત્રો અને પાટવી ઇન્દ્રજિત વગેરે લડી ચુક્યા ?

મુનિકુમાર—લડી ચુક્યા એટલુંજ નહિ, પરંતુ રણમાં ખપી ગયા. રાવણનો પરિવાર બધો એની આગળ થઇ ગયો.

રાક્ષસ—( સહેજ ખિન્ન મને ) અરેરે ! અમે તો ત્યારે એ ગર્વીઓનો ગર્વ ઉતરતો જોવા પામ્યા નહિ ! મંદોદરી ડાહ્યાં જે

એમનુંએ એણે કંઇ ના સાંભળ્યું ને કુટુંબનો નાશ કરાવ્યો.

મુનિકુમાર—અભિમાન અને ક્રોધ, એનાં એવાં કે, જેની આગળ કોઇનું કંઇ ચાલેજ નહિ.

રાક્ષસ—યુવરાજ મેઘનાદ, જેણે ઇન્દ્રને જિતી 'ઇન્દ્રજિત' નામ મેળવ્યું હતું તેણે તો સામા પક્ષને પરસેવો ઉતરાવ્યો હશે.

મુનિકુમાર—હા, એણે તો ઘણી વાર સામો પક્ષ ધન્યવાદ આપે એવું યુદ્ધ કર્યું હતું એટલુંજ નહિ પરંતુ વાનર સેનાનો યુધ્ધોત્સાહ જોઇને પોતાના સૈનિકોને એ કહેતો કેઃ-

શિખરિણી.

ભલે ખાંખારે ને, હર હર! ભલે શબ્દ ઉચરે,
ભલે દીપે થોડો વખત મરણાન્તે રણ વિષે;
ઉખાડી નાખુંછું જડમુળ થકી જાત કપિની,
જુઓ જ્યાં ચાલી કે, મમ ધનુષથી શ્રેણિશરની. ૧૫૦

રાક્ષસ—બળિયો તો ખરોને માહારાજ. અરેરે! અમારાથી એ કશુંએ જોવાયું નહિ!

મુનિકુમાર—(હસીને) તને જોવાની ઇચ્છા છે?

રાક્ષસ—આપ કહોછોને કે યુદ્ધ તો થઇ ગયાં. હવે કયાંથી જોવાય!

મુનિકુમાર—નજ જોવાય! (હસે છે.)

રાક્ષસ—(જરા વિચાર કરી) આપની કૃપા હોય તો વળી જોવાય. મંત્રદ્રષ્ટાઓને ગત પ્રસંગ ખડા કરતાં કેટલીવાર! (વધારે ઉત્તેજાઇ) ભગવન! આપ એ યુદ્ધોનો ખ્યાલ આપતી ઐન્દ્રજાલિક આવૃત્તિ ન કરી દેખાડો?

મુનિકુમાર—તારી એવીજ ઇચ્છા હોય તો જો સામેની શિલા સામું.

(અંજલિમાં પાણી લઇ શિલા પર છાંટે છે.)

## ઐન્દ્રજાલિકયુદ્ધાલોક.

રાક્ષસ—( આંખ મીચીને ઉઘાડતાં ) ઓહોહો ! શું તપોબળ ! આ તો જાણે ખરેખરું સમરાંગણજ ! ! બન્ને બાજુનાં સૈન્યોને મહાન સન્નિપાત !

હરિગીત.

હેસારવે હોંસાતુસી કરીને છલંગો મારતા,
ક્ષુભિતાબ્ધિના તરંગ શા પુરપાટ ઘોડા આવતા;
અશનિ સહિત આષાઢના ઘનથી ગગન જ્યમ છાય છે,
કરદત્ત તોમર કરિવડે રણની સીમા ઘેરાય છે. ૧૫૧

મુનિકુમાર—આ પહેલા દિવસનું યુદ્ધ હોઇ બન્ને પક્ષ એકમેકને પોતાનું બળ બતાવવા તત્પર. એટલે સમર-ઉત્સાહમાં શું કહેવું ?

રાક્ષસ—ઝાડ, ઝાડનાં ડાળ, પત્થર અને બીજી જે વસ્તુ મળી તેને શસ્ત્ર બનાવી વાનરસેના રાક્ષસો સામે કેવી નિડરતાથી ઉભી રહી છે.

મુનિકુમાર—પણ સેનાપતિ વગર હજુ રણરંગ કયાં ઝામ્યો છે ?

રાક્ષસ—( છાયાલોકના પાર્શ્વ તરફ જોઇને ) આ રાવણનો મુખ્ય સેનાપતિ કાળમુખ હાથી ઉપર ચઢીને આવ્યો.

મુનિકુમાર—રાવણ એને શકુનિયાં પગલાંનો માને છે નહિ વારૂ ?

રાક્ષસ—હા, અત્યાર પહેલાં બળવાન શત્રુઓ સામે જ્યારે જ્યારે ચડાઇઓ થયેલી, ત્યારે ત્યારે રાવણે એનેજ મુખ્ય સેનાધિપતિ બનાવેલો, અને એના હાથેજ યુદ્ધારંભ કરાવેલો. ત્રિભુવનના દિગ્‌વિજયાર્થે જ્યારે લંકાથી રાક્ષસ સેના ઉપડી ત્યારે પણ આ વીર યોધ્ધજ સેનાપતિ થયો હતો. એને જ્યાં ત્યાં વિજય મળે છે એટલે આ યુદ્ધનો આરંભ પણ એનેજ હાથે કરાવરાવતો હશે.

મુનિકુમાર—એની સામે વાનરસેનાનો નાયક વાલિપુત્ર અંગદ છે, તે યોગ્યજ યોજના છે, કારણ કે રાવણનો બળગર્વ એના પિતાએ ઉતારેલો કહેવાય છે.

રાક્ષસ—( વાત કરતાં કરતાં શિલાપટ સામે જોઇ ) આ કિષ્કિંધાના બાળ યુવરાજે યુદ્ધનો આરંભ કરી કાળમુખના મોખરાના સૈનિકોને પાછા હઠાવવા માંડ્યા.

મુનિકુમાર—અરે જુઓને આ ચારે બાજુએ જામ્બવાન, હનુમાન અને નળનીલે એની સેનાને ભગાડવા માંડી; વીર અંગદ એની સામે ધસ્યો.

રાક્ષસ—રાક્ષસ સેનાની કાયરતા જોઈ વડા પ્રધાને કાળમુખને માનભેર નિવૃત્ત થવાનીઓ સંજ્ઞા કરી.

મુનિકુમાર—નિવૃત્ત શું થાય, જુઓને અંગદે એક કુદકો મારી એના કેશ પકડી વિંઝીને કયાંનો ક્યાંહિં ઉસેટી દીધો.

રાક્ષસ—વાનરસેનાનું આવું અડગ ધૈર્ય શું કુંભકર્ણ સામે રહેશે.

મુનિકુમાર—નહિ રહે શું ? જુઓ આ બાજુ થતું એનું આગમન.

રાક્ષસ—અરે ! હા, એ તો કાળા પહાડ જેવો છે મુઓ.

મુનિકુમાર—કેવો ચીતરી ચડે એવો લાગે છે ? અહિંએ એનું મોં બંધ રહે છે ? ( કંટાળો બતાવી માથું ધુણાવે છે. )

રાક્ષસ—એ તો મહા ક્રૂર અને નીચ રાક્ષસ છે! જુઓનેઃ—

શાર્દૂલવિક્રીડિત.

નિદ્રાળો પણ જીવતાં અજ પશુ મોઢે મુકી ચાવતો,
કાળો મેરૂ પહાડ ભૂ કચરતો હોયે ન શું આવતો;
એવો રાક્ષસ કુંભકર્ણ રણમાં આવી ઉભો ત્રાડતો,
તોયે ના કપિ કોઇ એક લગિરે, પાછો પગે માંડતો. ૧૫૨

મુનિકુમાર—એ કયાં કોઇને ગાંઠે છે? જોનેઃ—

શાર્દૂલવિક્રીડિત.

વજ્રી કીલ સમાન દંત નખથી, કાયા વલૂરી કર્યો
રક્તાસાર નિગાળતો તદપિ હા! ધાતો ન રે' આંતર્યો;
ચારે પાસ ફરી ફરી કપિતણાં યૂથો ઉડાળે લઇ,
નાંખી પાછળ, જાય આગળ વધ્યો, શ્રીરામ સામો ધઇ. ૧૫૩

રાક્ષસ—અરે! એ તો રામના બાણથી એ પડયો, અને આ આમ રાક્ષસોનો બીજો ધસારો થતો જણાવા લાગ્યો.

મુનિકુમાર—એ કોણ? સમજ્યો.

રાક્ષસ—હા, કુંભકર્ણ પછી આ તો ઇન્દ્રજિતનો ધસારો થતો જણાય છે, કારણ કેઃ—

શાર્દૂલવિક્રીડિત.

સ્વર્ગે હાક વગાડનાર બળ આ, પોતાતણું ખાસ જે,
તે સાથે લઇ મેઘનાદ મદ ને ગર્વે ભર્યો આહવે;
આવે તે નિરખી નિશાચર બધા, આનંદ ઘેલા થઇ,
શસ્ત્રો સજ્જ કરી ધરી કર વિષે, નાચે અહિં ને તહિં. ૧૫૪

ઓહો! શું ગર્વ ઘેલચ્છા! કેવો ક્રોધે લાલચોળ આંખો ફેરવતો ફેરવતો ઓાડ કરડે છે?

મુનિકુમાર—આભિજાત્ય તો આવે સમયેજ જણાય છેને? કહ્યું છે કેઃ—

આર્યા.

નદી નાળાં છલકાયે, મહાસાગર કદી મુકે નહિ માઝા;
ક્યાં ક્ષુલ્લક ક્ષણદાચર, ક્યાં સુત કોશલ નરેન્દ્ર કુલજાયા? ૧૫૫

રાક્ષસ—સત્ય છે ભગવન! અધુરો ઘડોજ છલકાય! આ તો વળી ઇન્દ્રને જિત્યા પછી બહુજ ગર્વી થઈ ગયો હતો.

મુનિકુમાર—હોય! એ રાજલક્ષ્મી અને બળથી ઉન્મત્ત થયેલા છે, ત્યારે સામા તો માત્ર વનવાસી જોગીવેષ ક્ષત્રિય કુમારો છે.

રાક્ષસ—સામેની વાનરસેનાને મોખરે પેલું કોણ છે ભગવન?

મુનિકુમાર—ન ઓળખ્યો:—

ઇન્દ્રવિજય.

વલ્કલનો કસી કચ્છ, ગુણે કરી સજ્જ શરાસન ને શરભાથે,
આવી ઉભેલ જુઓ રણ સંમુખ વાનરરિંછ તણા બલ સાથે;
બાલ્ય ગયું મુખ ઉપરથી નથી મુગ્ધ મનોહર આંખ દિસે છે,
મુંછ નથી મુખ ઉપર તોપણ લક્ષ્મણ શો રણધીર દિસે છે? ૧૫૬

રાક્ષસ—લક્ષ્મણ છેને? ત્યારે તો હવે એનું આવી બન્યું!

મુનિકુમાર—આવેજ.

રાક્ષસ—અરેરે! એક દહાડો આપણેએ જવાનું છે, એવું ભાન દુર્વૃત્તોને નહિ રહેતું હોય?

મુનિકુમાર—ના રહે. સુખ સૌભાગ્યમાં ના રહે:—

દ્રુતવિલંબિત.

ધન ધરા બલ રાજ્ય શરીરનું
સમજવા, સુખ દે ન કદી કશું;
જનમિયાં મરવા સઉ છે જગે,
ન સમજે જન જે ચડિયા મદે. ૧૫૭

રાક્ષસ—અરે જુઓને આમ બાળ બ્રહ્મચારી જેવા લક્ષ્મણે તો રાક્ષસો આગળ વધે તે પહેલાં આ:-

અનુષ્ટુપ.

તીગ્માશુ તમને જેમ ભેદે તેમ ચપોચપ;
આગલી હારના પાડ્યા બધા યોધ ટપોટપ. ૧૫૮

મુનિકુમાર—જુઓ જુઓ હનુમાનાદિ વાનરયૂથને વિંધી એ પણ મોટા પરાક્રમભેર પોતાના રથને લક્ષ્મણ સામે લઇ આવ્યો. લક્ષ્મણ પગવાળા ને એ સશસ્ત્રાસ્ત્ર રથમાં બેઠેલો-ઓહો ! કેવો અસમ યુદ્ધ પ્રસંગ !!

રાક્ષસ—( ઝડપે જતા આવતા દેખાવોથી દિઙ્મૂઢ થઇ ગયેલો ) અરે કયાં છે ? અસમતા-એ તો આ પણે પગવાળો થઇ ઉભો ! જુઓને:-

વસંતતિલકા.

સૌમિત્રિના શરથકી વિરથી થયેલો
જોઈ જમીનપર રાવણિને ઉભેલો;
આ અપ્સરા સુર ગણે હરખે વગાડી
શંખો મુકયા ગગન કોણ બધા ગજાવી. ૧૫૯

મુનિકુમાર—અરે જોતજોતામાં આ એય પડયો, અને આમઃ-

અનુષ્ટુપ.

વિબુધોનાં વિમાનોથી આ દિવ્ય કુસુમો તણી;
વૃષ્ટિ સૌમિત્રિને શીરે થવા માંડી વધાઇની. ૧૬૦

રાક્ષસ—ઓહો ! કેવી કાળની ગતિ છે ! એક તરફ જયજયકાર અને બીજી બાજુ હાહાકાર ! ( સ્વજનની લાગણીથી લંકા સામું જોઇ સ્વગત )

અનુષ્ટુપ.

આવતાં જ્યાં વધાવાતા પિતાપુત્ર પુરસ્ત્રીએ;
લોહીની ત્યાં ઉડી છોળો, આ લંકા દ્વારને મુખે. ૧૬૧

ઇન્દ્રજિતનું નિધન એને નિરુત્સાહ નહિ કરે ? ખરે નહિજ કરે !

અનુષ્ટુપ.

સોદરો જેષ્ઠ સૂનુ સૌ હણાયા પણ એ હઠે;
એવડા ગર્વથી પાછો જરૂર ચડશે રણે. ૧૬૨

મુનિકુમાર—ચડશે રણે ? એની શંકા ન આણો. એ તો રણ ચઢી પણ ચુકયો છે અને એના ભયંકર સંગ્રામની છાયા તો શિલાપર જણાશે પણ નહિ. હમણાં મધ્યાહ્ન થતાથતામાં એનો નાશ થઇ જશે.

રાક્ષસ—બ્રહ્મર્ષિઓએ ભાખેલો કાળ મિથ્યા નહિ જાય, પણ અરેરે ! આખુ કુળ ઉખડી જશે. એને માટે તો કંઇ નહિ, પરંતુ ઇન્દ્રજિતને માટે સર્વને બહુ લાગશે.

મુનિકુમાર—તમને પણ ઇન્દ્રિજિત માટે અસર થઈ લાગે છે !

રાક્ષસ—સ્વજન સ્નેહની સહેજે અસર થાય મહારાજ ! આ તો સુકા ભેગું લીલું બળી ગયું !

મુનિકુમાર—પરાયા પાપના છાંટા ઉડે છે, તો આ તો પિતાના પાપની હોળીમાં હોમાઈ ગયો, એમાં શું ?

રાક્ષસ—આના ઉપર તો સૌને સારાની આશા હતી; એતો નીતિમાન સુગુણી રાજા થાત. ( આમ વાત કરતા કરતામાં રાક્ષસ જમીન પર તૂટી પડ્યો ને મુનિકુમારે ધ્રૂજી ગયો. )

મુનિકુમાર—( સ્થિર–સ્વસ્થ થઇ ) શાન્તિ, શાન્તિ ! ( એટલામાં સામેનો ડુંગર ડોલ્યો ને શિલાઓ પડી તેથી રાક્ષસ એકદમ ઉભો થઇ ગયો. )

રાક્ષસ—બચાવો ભગવન ! બચાવો.

મુનિકુમાર—( હાથ ઉંચા કરી ) શાન્ત થાઓ, શાન્ત થાઓ. આ તો આપણા ખેલમાં પણે ખેલ ખેલાઇ ગયો અને રાવણ પડયો તેનો ધરતી ધ્રૂજારો થયો, બીહીશ નહિ.

રાક્ષસ—હેં, લંકાપતિ પડયો !

મુનિકુમાર—હા, આજ છેલ્લુંજ યુદ્ધ હતું અને બ્રહ્મર્ષિઓએ તો મધ્યાહ્ન તે માટે ભાખ્યોજ હતો.

રાક્ષસ—અરેરે ! લંકા રંડાઇ ! પણ ! ભગવન ! મારા સ્વામીનું શું થયું હશે ?

મુનિકુમાર—વિભીષણને શું થાય ! લંકા એમનાથી હવે સૌભાગ્ય પામશે.

રાક્ષસ—( ઉંચું જોઇ ) આ દેવાદિનાં વિમાનો નીચે ઉતરતાં જણાય છે તે કેમ ?

મુનિકુમાર—રામને અભિનંદન આપવા દેવો, ઋષિઓ અને બ્રાહ્મણો તેમના પડાવ પર ઉતરતાં હશે ! ચાલો, ત્યારે તો હુંએ એમના સ્વસ્તિવાચનમાં સમેલ થવાને ઉતાવળે જાઉં.

રાક્ષસ—અમારા સ્વામીને શું રામચંદ્રજી લંકાપતિ બનાવશે ?

મુનિકુમાર—એમાં શો સંશય ! વાલિ પછી કિષ્કિંધા સુગ્રીવને આપી તેમ લંકા વિભીષણને આપશે.

રાક્ષસ—ત્યારે તો મને આશિષ સાથે અનુજ્ઞા આપો. હું મારા સાથીઓને લઇ વેળાસર ત્યાં આવું.

મુનિકુમાર—કલ્યાણ ભવતુ, જાઓ.

( બન્ને જાય છે. )

## અંક ૭ મો.

( સ્થળ વિન્ધ્યાટવી, દનુ ગંધર્વનો પ્રવેશ. )

દનુ—( આમતેમ જોઇ ) વિન્ધ્યનો આ પ્રદેશ તો વર્ષાનો ભાસ કરાવે છે. પૂર્વ પશ્ચિમ આડા પડેલા વિન્ધ્યાચળનાં શિખરો અને પાણીથી ખણાઇને પડેલી ખીણોથી નદીના ધોધ ઠેક-ઠેકાણે આછા મેઘ જેવાં શીકરનાં વાતાવરણ રચે છે અને તેમાં સૂર્યનાં કિરણો રંગબેરંગી ઇન્દ્રધનુષ ઉપજાવે છે. ખરેખર વિન્ધ્યાટવી દૃષ્ટિપ્રસાદકજ છે.

ઉપજાતિ.

આકાશને ટેકવતાં ન હોય,
એવાં ઉંચાં શૃંગથી કોઈ કોઈ;
સોમોદ્ભવા ઊછળીને વહંતી,
વર્ષાળુ શાં સર્વ વનો કરંતી. ૧૬૩

( વિચાર કરતાં કરતાં ) આજ દક્ષિણમાંથી આવવાનો ઉતરાપથ માર્ગઃ જરૂર કોઈ આવતું જતું મળશે.

ચિત્રાક્ષ—( વાનર પ્રવેશ કરતાં ) અરે ! કોણ તમે ? અયોધ્યા તરફના કંઈ સમાચાર આપશો ?

દનુ—( હસીને ) તમો દક્ષિણમાંથી આવો છો એટલે અમો તે તરફના સમાચારની આશા રાખીએ, તેમાં તમે સામા અયોધ્યાના સમાચાર માગો છો એ શું ?

ચિત્રાક્ષ—દક્ષિણ તરફના સમાચાર તો હવે બધેજ જણાઇ ગયા હોવા જોઇએ; વિશેષ શું જાણવા તમારી ઇચ્છા છે, તે કહો ?

દનુ—લંકાપતન સર્વેએ જાણ્યું, અયોધ્યામાં એ સમાચાર આવી ગયા; પછી રાજમાતાઓ, અમાત્યો, ઋષિઓ અને પૌરજન સર્વે ભરતાશ્રમે-નંદિગ્રામ આવ્યાં છે અને—

ઉપજાતિ.

ચિન્તે યથા ચાતક જેમ મેઘ,
ગાયો જુએ વત્સની વાટ તેમ,
માતા, પ્રજા ને અધિકારી વર્ગ,
શ્રીરામની વાટ જુએ સહર્ષ. ૧૬૪

ચિત્રાક્ષ—તમે ત્યાં થઇને હવે કયાં જાવ છો ?

દનુ—રાવણના પડયા પછી શું શું થયું તે જાણવાનું ઔત્સુકય મને બેળે બેળે દક્ષિણ તરફ ધકેલે છે તેથીજ હું આપને ત્યાંના સમાચાર પુછું છું.

ચિત્રાક્ષ—રાવણ પડયા પછી વિભીષણને રાજ્યાભિષેક થયો અને તે પછી તેઓ સીતાદેવીને રામશિબિરે મુકી ગયા.

દનુ—બસ, રામ કે ઋષિઓએ કંઇ પ્રાયશ્ચિત્ત જેવું કરાવ્યું કહેવાય છે તે શું ?

ચિત્રાક્ષ—કોઇએ કંઇ કર્યું કરાવ્યું નથી. એ તો દેવી પોતેજ અગ્નિમાં થઇ શ્રીરામ પાસે ગયાં અને ઋષિઓએ તો તે સમે સામું એમ ગાયું કે:—

ઉપજાતિ

પૃથ્વી જનેતા, મિથિલેશ તાત,
પોતે જગજ્જ્યોતિ સમાન આપ;
જે અગ્નિને શુદ્ધ કરે સ્વ સ્પર્શે,
તેને કરે કોણ વિશુદ્ધ વિશ્વે. ૧૬૫

દનુ—ખરેખર, ઋષિઓએ ખરુંજ કહ્યું પછી?

ચિત્રાક્ષ—વનવાસનો અવધિ પુરો થયેલો હોવાથી પછી તો તરતજ વિમાનરાજ પુષ્પકમાં બેસવાની ગોઠવણ થઇ અને સુગ્રીવજીના અતિ આગ્રહને લીધે કિષ્કિંધામાં સહેજ ઉતરવાનું ઠર્યું એટલે મને નંદિગ્રામ તેમનું આગમન જણાવવાને પ્રેર્યો.

દનુ—ત્યારે તો તમે નંદિગ્રામ જાઓ છો એમજ કહોને.

ચિત્રાક્ષ—બીજું શું? ચાલો તમે પણ હવે મારી સાથે. દક્ષિણાપથ જઇને શું જાણવાના છો?

દનુ—હું શ્રીરામથી ઉપકૃત થયેલો ગંધર્વ છું; અને રામ, લક્ષ્મણ અને સીતાદેવીનાં દર્શનનો અભિલાષી છું.

ચિત્રાક્ષ—ચાલો સત્વર. વિમાનરાજને આવતાં વાર નહિ લાગે.

દનુ—(હર્ષથી) ચાલો. (બન્ને નંદિગ્રામ પ્રતિ જાય છે.)

## ( સ્થળ નંદિગ્રામ. )

ભરત—( કુટીમાં એકાંતે ) સત્કાર મંડપ અને અભિષેકની તૈયારીઓ તો ઋષિઓના કહેવા મુજબ સેવકોએ અને પ્રજાએ બરોબર કરી છે. માતાઓ, શત્રુઘ્ન અને વધૂઓ સૌ વધાઇ લઇને તૈયાર થઇ રહ્યાં છે, માત્ર બ્રાહ્મણોએ કહેલા મુહૂર્ત માટેજ હવે તો વિલંબ કહેવાય.

કૈકેયી—( પ્રવેશ કરી ) દીકરા ! ચિત્રાક્ષે શું કર્યું ?

ભરત—માર્ગમાં વાનર રાજધાની કિષ્કિંધાની મુલાકાત લઇ, ત્યાંથી ઉપડયું વિમાન બારોબર અહિં આવવાનું છે.

કૈકેયી—ત્યારે તો આપણે કરેલી તૈયારી સફળ થશે. ઋષિઓ ને બ્રાહ્મણો અહિંજ એમનો વનવાસ વેષ ઉતરાવવા ને અભિષેક કરવા ઇચ્છે છે.

ભરત—અહિંથીજ કોશલરાજની સીમા શરૂ થાય છે અને અહિંજ હું મારે માથે નાખેલો રાજભાર એમને સોંપી દેવા ઇચ્છું છું.

( બહારથી જય જયકાર સંભળાય છે. )

કૈકેયી—આ વિમાન આવી પહોંચ્યાનો હર્ષોદ્ગાર સંભળાયો. ચાલો દીકરા ! તમે એમને પુષ્પકાવતાર કરાવી તમારો મનોરથ પુરો કરો.

ભરત—મોટાં માતાજી અને વધૂઓ વગેરે આપ્તજન કયાં છે ?

કૈકેયી—( વિમાન ઉતરતું તથા કૌશલ્યા, સુમિત્રા, વધૂઓ વગેરેને

આવતાં જોઇ ) ચાલો આ કુમાર શત્રુઘ્ન આવ્યો. તે ને તમે આગળ થાઓ અને તમારાં વડાં માતાજીને આગળ કરી હુંએ આ સૌ સાથે આવું.

ભરત—( શત્રુઘ્નને ) વીરા ! વશિષ્ઠાદિને આપણી સાથે રાખ.

શત્રુઘ્ન—જેવી આજ્ઞા. ( એક બાજુ વિમાન ઉતરે છે અને મોટા જય ઘોષથી તેનો સત્કાર થાય છે.

પૌરજન—( એક સાથે )-

ગીતિ.

જય જય જય ! જશવન્તા ! જય ! રઘુકુળનો ઉજાળ કરનાર !
જય રાઘવ સૌમિત્રિ ! જય સીતા સતી શિરોમણિ નાર !! ૧૬૬

બ્રાહ્મણો—( ઉંચે હાથે પત્ર પુષ્પથી જળ પ્રોક્ષતાં. )

અનુષ્ટુપ.

ધન્ય રામપ્રતાપશ્રી, ધન્ય લક્ષ્મણ બંધુતા,
ધન્ય સીતાતણું શીલ, ધન્ય સુગ્રીવ મિત્રતા !! ૧૬૭

રામ—( વિમાનમાંથી ઉતરી ) ભગવન ! આપના આશીર્વાદેજ આ બધુ બન્યું. ( વશિષ્ઠને નમન કરે છે. )

વશિષ્ઠ—( હાથ ઉંચા કરી ) તારો નિરંતર જય હો. ( વશિષ્ઠ સાથેના ઋષિઓ )—

શાર્દૂલવિક્રીડિત.

દેવો તૃપ્ત થયા બધા પ્રકટતાં યજ્ઞોતણા અગ્નિઓ,
હર્ખાયાં જન જીવ માત્ર સઘળાં શસ્યાન્ન આજીવિઓ,
છુટચાં દુષ્ટ દશાસ્યના દમનથી આબાલ વૃદ્ધ સ્ત્રીઓ,
જેજેકાર થયો ત્રણે ભુવનમાં સન્નીતિ ને ધર્મનો. ૧૬૮

લક્ષ્મણ—( કુલ ગુરુને નમન કરી ) આ જેજેકાર, એ પણ આપના તપનોજ પ્રભાવ !!

રામ—( માતાઓ ને બંધુઓ સામે જઇ ) માતાજી કૈકેયી! આ જગતના આનંદોદ્ગાર તમારાં પુણ્યને આભારી છે, અને શ્રમણનો પિતાને થયેલો શાપ રઘુકુળને અને આપણને આ મહાન્ વિજયાનંદ રૂપ નિવડયો કહેવાશે !

કૈકેયી—( ગદ્‌ગદ્ થઇ જઈ ) વત્સ ! ચિરંજીવી રહો અને તમારી પાદુકાના પ્રભાવે કુમાર ભરતે જે રાજભાર વહ્યો છે, તે ઉતારી એને આલિંગન આપો.

રામ—( માતાઓને નમી. ભરતને ) આવ કૈકેયીમાત ! મને ભેટ, ખરેખર—

ઉપજાતિ.

આ લોકના અદ્‌ભુત તોષ માટે
વીરા ! તને હું કહું શું વધારે,
તેં આપણી વંશ પરંપરાને,
શોભાવિ છે પાળિ નયે પ્રજાને. ૧૬૯

રામ—(શત્રુઘ્નને) કુમાર ! તેં નાની વયે જે રાજવ્યવસાય વહ્યો તે તારા કૌશલ્યનું મને ભાન કરાવે છે હો !

શત્રુઘ્ન—( ત્રિપુટીને પ્રણામ કરી ) આપના નામે એ સર્વે થયું. અમો તેમાં શું કરનાર છીએ.

( રામ સીતા ને લક્ષ્મણ માતાઓ વગેરે સર્વેને ક્રમાનુસાર નમન કરે છે. )

કૈકેયી—( સીતા તેને પગે પડતાં ) ગુણીયેલ વહુ ! હવે આ વનવાસનો વેષ ઉતારો, ને લો આ રાજસી વસ્ત્રાલંકાર ધારણ કરો.

સીતા—સાસુજી ! મારી બેન માંડવીએ વિજોગણ વેષ બદલ્યો નથી

અને કુમાર ભરતને માથે જટા છે ત્યાં લગી અમારાથી આ વેષ બદલાય નહિ !

કૌશલ્યા—( મનમાં ) વલ્કલે એણે આપ્યાં હતાં અને રાજસી વસ્ત્રાલંકાર પણ એજ આપવા ગઈ. જાનકી વહુએ પ્રસંગોચિત ઠીક ટાણો માર્યો.

કૈકેયી—( રામને ) પુત્ર ! હવે આ વેષ બદલો ને વશિષ્ઠ વામદેવ વગેરે અભિષેક સંભાર લઇ આવ્યા છે તેનો સ્વીકાર કરી કુલ પરંપરાગત રાજલક્ષ્મીને સૌભાગ્ય આપો.

વશિષ્ઠ—સર્વેની અભિલાષા હોય તે પ્રમાણે કરો.

રામ—જેવી આપની અને બ્રાહ્મણોની આજ્ઞા, પણ પ્રથમ કુમાર ભરતને મંગળસ્નાન કરાવરાવો.

વશિષ્ઠ—પ્રજાજન અને બીજાં સર્વેની એવી ઇચ્છા છે કે, તમે અભિષેક સ્વીકારી પછી કુમાર ભરતને તમારી રાજશ્રીથી ઉપકૃત કરો. વડીલનો જે ધર્મ છે તે તમો બજાવો. ( રામ લક્ષ્મણ ને સીતા વનવાસનો વેષ ઉતારવા જાય છે )

ભરત—ભગવન ! આ મંડપમાં રાજ્યાસન ગોઠવાવો અને અમાત્યો તથા પૌરજનને ક્રમાનુસાર બેસડાવો.

શત્રુઘ્ન—( ભરતને ) એ બધી ગોઠવણ મેં કરી દીધી છે. માત્ર વડીલ પધારે અને ભગવાન વિધિ કરાવે એટલુંજ.

ભરત—વીરા ! તારી વ્યવસ્થામાં ખામી હોય નહિ તો.

શત્રુઘ્ન—ચાલો ભગવન ! આ વડીલો પધાર્યા. ( રામ સીતા ને પાછળ લક્ષ્મણ. )

વશિષ્ઠ—( બ્રાહ્મણોને ) હવે તમે અભિષેકનો વિધિ કરાવો અને દંપતીને સિંહાસનારૂઢ કરો.

( બ્રાહ્મણો તેમ કરે છે. )

રામ—વીરા ભરત ! હવે તારે માથેથી રાજભાર ઉતર્યો અને મન ગમતો રાજસી વૈભવ ભોગવવાની સ્વતંત્રતા પ્રાપ્ત થઇ.

ભરત—અમને સ્વતંત્રતા શી ? અમો તો આપની આજ્ઞા પ્રમાણે ચાલનાર રાજબંધુઓ.

વશિષ્ઠ—હવે રાજપુરુષોને શિરપાવ વગેરે આપો અને પછી બ્રાહ્મણોની આશિષ મેળવો. ( રામ તેમ કરે છે. )

બ્રાહ્મણો—( સૌ સાથે ) અહો ! આ કેવો આનંદ અને કેવો મંગળ પ્રસંગ ! !

ઉપજાતિ.

સુવાયુ વાહ્યા થઇ પુષ્પવૃષ્ટિ,
દિગંત ગાજ્યાં સુર દુંદભીથી;
લોકેપ્સિતા રાજસી ઠાઠમાઠે,
બેઠાં જહાં જાનકી રામ પાટે. ૧૭૦

વશિષ્ઠ—ઋષિમુનિઓ અને વિપ્રર્ષિઓ ! આપ હવે ભરતવાક્ય એવા ભરતબંધુ શ્રીરામ અને જનકકિશોરી એવાં વધૂ વૈદેહી-રાજ દંપતીને આશીર્વાદ આપો—

બ્રાહ્મણો— ( સર્વે એક સાથે )

અનુષ્ટુપ.

સીતાને ચરિતે, પૃથ્વી પ્રસન્ન ફળદા બની;
પ્રજાને સર્વદા પોષો, એ આશિષ અમો તણી. ૧૭૧

**સમાપ્ત.**

તૈયાર છે !

# થાકેલું હૃદય.

આલેખનાર

सागर

જગન્નાથ

દામોદરદાસ

ત્રિપાઠીના

અંતરના

ઉદ્‌ગારોનું

આબેહુબ

દિગ્દર્શન કરાવતું

કીંમત

રૂ. ૧-૪-૦



Pravinsagar P. Press. Bombay 2.

